# કિશોર વાચનમાળા

## ભાગ પહેલો

— સંપાદકો —


રમણલાલ ન. વકીલ,
એમ. એ.

ભાનુશંકર બા. વ્યાસ,
એમ. એ., એલએલ. બી.

અમીદાસ પ. કાણકિયા,
એમ. એ., બી. ટી.

સુંદરજી ગો. બેટાઈ,
એમ. એ., એલએલ. બી.

પુષ્પાબેન ર. વકીલ, બી. એ.



• પ્રકાશક •

ધી જનરલ બુક ડીપો

એજ્યુકેશનલ પબ્લીશર્સ

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

# નિવેદન

આજે આપણી શિક્ષણપ્રથામાં ત્વરિત અને મહત્ત્વનાં પરિવર્તનો થવા માંડયાં છે. સાથે સાથે બાળક પ્રત્યેનું આપણું દષ્ટિબિંદુ પણ બદલાતું જાય છે. આજે ઘડાતી શિક્ષણની નવી યોજનાઓ બાલમાનસના અભ્યાસને આધારે ઘડાય છે. એ આપણા બધા માટે આનંદનો વિષય છે. બાળકના સ્વતંત્ર વ્યક્તિત્વને, એની સાહજિક વૃત્તિઓને, સ્વભાવગત, નિગૂઢ શક્તિઓને સ્વતંત્ર રીતે વિકસવાનો પૂરતો અવકાશ મળવો જોઇએ. આ સિદ્ધાંત આજે સામાન્યરીતે સર્વમાન્ય થયો છે. આ સિદ્ધાંતને અનુસરી બાળકના પ્રતિદિન વિકસતા વૃત્તિવ્યાપારો, સાહજિક વલણો, અને જીવનની પરિસ્થિતિના સંયોગોને લક્ષમાં રાખી રચાયેલાં નવીન પાઠયપુસ્તકો પ્રત્યેક વિષયમાં આજે અપેક્ષા રહે છે.

પ્રતિદિન વિકસતા જતા આપણા બાળસાહિત્યમાં પણ આજે આ ફેરફાર ઘણા અંશે થતો દેખાય છે. બાળક એ માત્ર પુખ્ત વયના માણસની નાની આવૃત્તિ નથી ; એને પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ છે, એની માનસસૃષ્ટિ નિરાળી છે: એ સત્ય આજે બાળસાહિત્યના લેખકો અને શિક્ષકો સ્વીકારતા થયા છે. આવાં કંઇક કારણોને લીધે કિશોરવયનાં બાળકોને ભાષા અને સાહિત્યનું શિક્ષણ આપવા માટે નવા દષ્ટિબિંદુથી લખાયેલાં નવાં પાઠ્યપુસ્તકોની સવિશેષ જરૂર રહે છે. શિક્ષણના ક્ષેત્રમાં પરિસ્થિતિ, અનુભવ અને સાધનો પ્રમાણે નવા પ્રયોગો થતા રહે એ શિક્ષણપદ્ધતિના વિકાસ માટે કેવળ અનિવાર્ય છે.

વય સાથે બાળકની અનુભવસૃષ્ટિ પણ વિસ્તાર પામતી જાય છે; એની જ્ઞાનમર્યાદા લંબાતી જાય છે ; એની કલ્પના વધારે વેધક બનતી જાય છે ; એની સાહજિક વૃત્તિઓ અને સંસ્કારજન્ય ભાવનાઓ વિકસતી જાય છે. વિચાર, હૃદયભાવ અને વાણીનો સુમેળ સાધી માનસિક વિકાસ સાધવામાં બાળકને સહાયભૂત થવું એ ભાષાશિક્ષણનો મુખ્ય હેતુ હોવો જોઇએ. વાંચવામાં, લખવામાં અને બોલવામાં વિકાસ સાધવો એ ભાષાજ્ઞાન સિવાય શકય નથી. ભાષા ઉપર મર્યાદિત પ્રમાણમાં યે પ્રભુત્વ મેળવવું આ કારણે પ્રત્યેક બાળક માટે આવશ્યક થઈ રહે છે. આપણા જીવન-વ્યવહારની વધતી જતી વિવિધ જરૂરિયાતો અને શિક્ષણપ્રદેશમાં પ્રતિદિન માતૃભાષાને

આપવામાં આવતું મહત્ત્વ, એ કારણે પણ માતૃભાષાના સંગીન અભ્યાસની જરૂરિયાત આજે અનેકઘણી વધી પડી છે.

શુદ્ધ ને સંસ્કારી સાહિત્યના રસાસ્વાદ માટે પણ સંગીન ભાષાજ્ઞાનની જરૂર ઊભી રહે છે. સાહિત્યનો વિગતવાર અભ્યાસ આ કક્ષાએ સર્વાંશે શક્ય નથી એ સાચું છે; છતાં આ ત્રણ વર્ષના ભાષા અને સાહિત્યના યથાશક્તિ અભ્યાસ દ્વારા બાળકની રસવૃત્તિ કેળવાય અને થોડા સમય પછી એ શુધ્ધ સાહિત્યનો રસાસ્વાદ વધુમાં વધુ લઈ શકે એ દૃષ્ટિબિંદુ ભૂલી જવાનું પણ આપણને પરવડે એમ નથી. એટલે જ કિશોરાવસ્થામાં બાળકને માટે સાહિત્યકૃતિઓનો રસાસ્વાદ કરતાં ભાષાનો અભ્યાસ સવિશેષ મહત્ત્વનો વિષય છે. વસ્તુતઃ ભાષા અને સાહિત્ય એક અને અભિન્ન છે. અહીં તો માત્ર એટલો જ નિર્દેશ કરવો રહે છે કે શુધ્ધ સાહિત્યના મોહમાં ભાષાશિક્ષણનાં વિવિધ અંગો તરફ દુર્લક્ષ થવું ન જોઈએ. ભાષાના વિવિધ પ્રયોગો અને રચનાઓ, શબ્દોના વિવિધ અર્થ અને તે વચ્ચે રહેલો સૂક્ષ્મ ભેદ, ભાષાનું માધુર્ય અને પ્રભાવ, કિશોરાવસ્થાના બાળકો સમજતાં તેમ જ તેનો ઉપયોગ કરતાં શીખે એ આ વયે તેમને માટે અતિ આવશ્યક છે.

આ વાચનમાળાના સંપાદકોએ કિશોરવયનાં બાળકોના શિક્ષણ માટે આ દૃષ્ટિબિંદુ સ્વીકાર્યું છે. એટલે જ આપણા વિકસતા સાહિત્યમાંથી માત્ર કૃતિઓ ચૂંટી કાઢી એને સંગ્રહ રૂપે પ્રસિધ્ધ કરવાનું એમણે યોગ્ય ધાર્યું નથી. આપણા પ્રતિષ્ઠિત લેખકોના વર્તમાન ગ્રંથોમાંથી પસંદ કરેલી કૃતિઓમાં પણ મર્યાદિત રીતે, લેખકની ભાષા અને વક્તવ્યને હાનિ કર્યા સિવાય, થોડા ફેરફાર કરવાની છૂટ આટલા માટે જ એમને લેવી પડી છે. બાળકનો શબ્દભંડોળ, એનું મર્યાદિત જ્ઞાન, એનો અલ્પ અનુભવ અને સંપૂર્ણપણે નહીં વિકસેલી રસવૃત્તિને ધ્યાનમાં રાખી—શિક્ષકો તરીકે એમને પ્રસંગોપાત આ જાતની છૂટ લેવી પડી છે. અમારું આ શિક્ષણવિષયક દૃષ્ટિબિંદુ સમજી, એ જાતના ફેરફાર કરી પોતાની કૃતિઓ આ વાચન-માળામાં પ્રગટ કરવા દેવાની જે ઉદારવૃત્તિ અનેક લબ્ધપ્રતિષ્ઠિત લેખકોએ દર્શાવી છે તે માટે અમે તેમના અત્યંત ઋણી છીએ.

આ જ દૃષ્ટિબિંદુ વિષય પરત્વે ધ્યાનમાં રાખીને કેટલાક અનુભવી અને અમુક વિષયના નિષ્ણાત શિક્ષકમિત્રો પાસે સારી સંખ્યામાં પાઠ અમારે લખાવવા પણ પડયા છે. એ અનેક શિક્ષકમિત્રોએ પોતાનાં જ્ઞાન,

અનુભવ અને શક્તિનો લાભ આપી, આ વાચનમાળા આ સ્વરૂપે કિશોર-વયનાં બાળકો સમક્ષ મૂકવાની તક આપી છે તે માટે એ સર્વના અમે અત્યંત આભારી છીએ.

આ રીતે આ વાચનમાળાની યોજના થઈ છે. શિષ્ટ સાહિત્યમાંથી કિશોરવયનાં બાળકોની શક્તિ અને સ્વભાવને અનુલક્ષી કૃતિઓ પસંદ કરવામાં આવી છે. પ્રાચીન તેમ જ અર્વાચીન કવિઓની કૃતિઓનો આ યોજનામાં સમાવેશ થયો છે. સળંગ પુસ્તકમાંથી અમુક ખંડ; ટૂંકી વાર્તાઓ, નાટિકાઓ, નિબંધો, રેખાચિત્રો, જીવનચરિતો એમ સાહિત્યના વિવિધ પ્રકારનો આ વાચનમાળામાં સમાવેશ કરવામાં આવ્યો છે. આ ઉપરાંત બાળકને શાળામાં અપાતા વિવિધ વિષયોના જ્ઞાનમાં રસ ઉત્પન્ન થાય એ દૃષ્ટિએ વિષયનું વૈવિધ્ય જાળવવાનો પ્રયાસ પણ થયો છે.

જૂની વાચનમાળાઓમાં કેટલીક ઊણપો હોવા છતાં, એમાં ઘણાં સારાં તત્ત્વો હતાં એ આજે ઘણા શિક્ષકો સ્વીકારશે. સમયજન્ય જીવનનાં પરિવર્તન અને વિકાસની જરૂરિયાતો યોગ્ય સુધારા વધારા વગર એ પૂરી ન કરી શકે એ દેખીતું જ છે. અને સરકારી કેળવણીખાતાએ એનું પ્રકાશન પણ બંધ કર્યું છે. એ વાચનમાળાનાં ઈષ્ટ તત્ત્વો આ નવી વાચનમાળામાં આણવા સંપાદકોએ યથાશક્તિ પ્રયાસ કર્યો છે. સ્વાધ્યાય માટે પ્રત્યેક પાઠને અંતે સંખ્યાબંધ પ્રશ્નો આપવામાં આવ્યા છે; વ્યાકરણના શિક્ષણમાં તેમ જ વિદ્યાર્થીની સ્વતંત્ર લેખનપ્રવૃત્તિમાં ઉપયોગી થઈ પડે એવી સૂચનાઓનો પણ એમાં સમાવેશ કરવામાં આવ્યો છે. જ્યાં જ્યાં શકય હતું ત્યાં ચિત્રો કે આકૃતિઓ દ્વારા બાળકની વિશેષ નિકટ જવાનો પ્રયાસ પણ કરવામાં આવ્યો છે. અને પુસ્તકને અંતે અઘરા શબ્દો, ઐતિહાસિક પાત્રો કે પ્રસંગો, ભૌગોલિક સ્થાનો, કે બાળકને અપરિચિત એવા વિચારોને વિષયોની સમજુતી પણ આપવામાં આવી છે.

બાળકની લખવા વાંચવા કે વિચાર કરવાની પ્રવૃત્તિનો વિકાસ સાધવામાં, તેને ભવિષ્યમાં આપણા સાહિત્યની ઉત્તમ કૃતિઓનો રસાસ્વાદ કરવાના કાર્યમાં પ્રેરવામાં, જીવન અને જગતના વિવિધ અનુભવો અને વિષયો સમજવામાં ને તેને સચોટ ને સુંદર ભાષાદ્વારા વ્યક્ત કરવામાં આ વાચનમાળા થોડેવત્તે અંશે પણ સાધનભૂત થઈ પડશે તો અમે અમારો આ પ્રયાસ અફળ ગયો નહીં લેખીએ.

માર્ગદર્શન ઉપર નજર નાખતાં જ જણાશે કે દરેક પાઠમાં આવતા નવા શબ્દોનું પ્રમાણ ન વધી પડે એ તરફ સંપાદકોએ ખૂબ લક્ષ આપ્યું છે. આ વિષે શિક્ષકભાઈબહેનોને એટલું જ સૂચન કરવાનું કે શક્ય હોય ત્યાં જુદી જુદી રીતે એ શબ્દોનો વાક્યોમાં ઉપયોગ કરી બતાવી વિદ્યાર્થીના મનમાં એનો અર્થ અને ભાવ ઉતારવા પ્રયત્ન થવો જોઇએ. આથી સમજ વગરની ગોખવાની પધ્ધતિનું અનિષ્ટ ટળી જશે અને વિદ્યાર્થીનો નીરસ શ્રમ પણ ઘણે અંશે ઓછો થશે,

એકંદરે આ પુસ્તકના ૧૬૭ પાનાં છે. એ બધાંનો એક વર્ષના ગાળામાં વિગતવાર અભ્યાસ શક્ય નથી. પરંતુ શિક્ષકો અને વિદ્યાર્થીઓને પસંદગીનો અવકાશ મળે એટલા માટે જોઇએ તે કરતાં વિશેષ વસ્તુ આપવું યોગ્ય ધાર્યું છે. જેટલા પાઠનો વિગતવાર અભ્યાસ વર્ગમાં ન થઈ શકે એમ હોય તેનો ઉપયોગ ત્વરિત વાચનમાં કરવાથી પણ વિદ્યાર્થીને ઘણો લાભ થશે અને ત્વરિત વાચન માટે વપરાતા જુદા પુસ્તકની જરૂર નહીં રહે. કેટલાંક કાવ્યો વિદ્યાર્થીઓ ગાઈ શકે અને તેનો મુખપાઠ કરી શકે એ હેતુને પ્રધાન ગણી મૂકવામાં આવ્યા છે. શિક્ષકો કે વિદ્યાર્થીઓ જ એની પસંદગી કરે એ ઇષ્ટ છે. એ ઉપરાંત જે નાટકોનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે તે વર્ગમાં અગર શાળાની સભામાં કે ઉત્સવમાં વિદ્યાર્થીઓ ભજવી શકે એ હેતુ લક્ષમાં રાખી મુકાયાં છે. શિક્ષણને વિશેષ રસમય, વાસ્તવિક અને ચિરસ્થાયી બનાવવા માટે આ નાટકો વિદ્યાર્થીઓ ભજવે એ અમને આવશ્યક લાગે છે.

આપણા જાણીતા કળાકાર શ્રી. ભાનુ સ્માર્તે આ પુસ્તકને લગતાં અનેક ચિત્રો દોરી પુસ્તકને આકર્ષક અને ઉપયોગી બનાવવા માટે જે અથાગ મહેનત કરી છે તે માટે અમે તેમના પણ આભારી છીએ.

અને છેવટે, ત્રણ વર્ષ પૂર્વે ઘડાયેલી આ વાચનમાળાની યોજનાને મૂર્ત સ્વરૂપ આપનાર, અને જેના આગ્રહ અને સાહસને લીધે આ વાચન-માળા માત્ર યોજના મટી, આ સ્વરૂપમાં ગુજરાતના કિશોર-કિશોરીઓ સમક્ષ મુકાય છે તે, ધી જનરલ બુક ડીપોના વ્યવસ્થાપક શ્રી. પરમાણંદનો પણ આભાર માનવાનું કેમ ભુલાય ?

ધી મોડર્ન સ્કૂલ,
સિક્કાનગર, મુંબઈ–૪.
૧૫ મી ફેબ્રુઆરી ૧૯૪૧.

સંપાદકો

# અનુક્રમ

## ૧

# જય જય ગરવી ગુજરાત



[ ગુજરાતનું રાષ્ટ્રગીત કહેવાય એવું આ ગીત લખનાર નર્મદ નવા જમાનાનો આદિ પુરુષ છે. લોકોને ભણાવવા, સુધારવા અને કુરિવાજોનો નાશ કરવો એ એના જીવનની ધૂન હતી. સ્વદેશાભિમાનનો પહેલો પાઠ આપણને નર્મદે ભણાવ્યો. નર્મદ સુરતનો હતો. આજે સુરતમાં એનું બાવલું છે. એને નામે નર્મદ ચકલો છે. પરંતુ એના સાહિત્યથી નર્મદનું નામ તો આખા ગુજરાતમાં અમર છે. ]

જય જય ગરવી ગુજરાત !
જય જય ગરવી ગુજરાત !
દીપે અરુણું પરભાત :

ધ્વજ પ્રકાશશે ઝળળળ કસુંબી પ્રેમ-શૌર્ય અંકિત,
તું ભણુવ ભણુવ નિજ સંતતિ સૌને, પ્રેમ-ભક્તિની રીત;

ઊંચી તુજ સુંદર જાત :
જય જય ગરવી ગુજરાત.

તે અણહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જેસંગ;
એ રંગથકી પણ અધિક સરસ રંગ, થશે સત્વરે માત,
શુભ શકુન દીસે, મધ્યાહ્ન શોભશે, વીતી ગઈ છે રાત;
જન ઘૂમે નર્મદા સાથ:
જય જય ગરવી ગુજરાત.

### અભ્યાસ

૧. ગુજરાતને માટે કવિએ આ કાવ્ય શા માટે લખ્યું હશે ?

૨. ગુજરાતના ધ્વજ માટે કવિ શું કહે છે ? એ ધ્વજનો રંગ કવિએ કેવો કલ્પ્યો છે ? 'પ્રેમ-શૌર્ય અંકિત' એટલે શું ?

૩. કવિ 'ગરવી ગુજરાત' ને શી પ્રાર્થના કરે છે ?

૪. જૂના ગુજરાતમાંથી કવિ શું યાદ કરે છે ? કવિ જે સમયનો ઉલ્લેખ કરે છે તે સમયે ગુજરાત કેવું હશે ?

૫. કવિ છેવટે શી આશા દર્શાવે છે ?

૬. ગુજરાત માટે આવાં બીજાં કોઈ કાવ્યો તમે વાંચ્યાં હોય તો એ કાવ્યોનાં નામ કહો.

## ૨

# ગોવિંદ અને ગોપાળ



ગોપાલ કૃષ્ણ ગોખલે

[ સ્વ. ગોપાળ કૃષ્ણ ગોખલેનું નામ તમે સાંભળ્યું છે ? આ પાઠમાં તેમના જીવનની જે માહિતી છે તે ઉપરથી એમનામાં મહાન બનવાનાં લક્ષણ બાળપણથી જ હતાં એની તમને ખાતરી થશે. આ પાઠના લખનાર શ્રી. પુરુષોત્તમ છગનલાલ શાહ આણંદમાં આવેલી ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં છે. શ્રી. શાહ ગુજરાતી સાહિત્યના અભ્યાસી છે અને ચોક્કસ સ્વરૂપમાં તેમ જ સંક્ષેપમાં પોતાના વિચારો સફળતાથી દર્શાવે છે. ]

ગોવિંદ અને ગોપાળ બે દક્ષિણી ભાઈઓ હતા. જ્ઞાતિએ ચિત્પાવન બ્રાહ્મણ અને રત્નાગિરિ જિલ્લામાં આવેલા કોતળુક ગામના વતની હતા. પિતા કૃષ્ણરાવ ગોખલેને કાગલ ગામમાં નોકરી હોવાથી બન્ને ભાઈ ત્યાં ભણતા. મરાઠી ભણતર પૂરું થતાં તેમને નજીકના કોલ્હાપુર શહેરમાં અંગ્રેજી ભણવા મૂકયા હતા.

ગરીબ સ્થિતિના કૃષ્ણરાવ છોકરાના ભણતરનો ખર્ચ જેમ તેમ કરી નભાવતા. તે આ બે દીકરા ઉપરાંત ચાર દીકરીઓ અને વિધવા પત્નીને નિરાધાર મૂકી ઓચિંતા ગુજરી ગયા. ગોવિંદ અઢાર વર્ષનો અને ગોપાળ તેર વર્ષનો હતો. ગોવિંદ મોટો અને પરણેલો હોવાથી ઘરનો બોજો તેને માથે પડ્યો. તેણે ભણવાનું બંધ કર્યું અને કાકાની મદદથી કાગલ ગામમાં જ માસિક રૂપિયા

પંદરની નોકરી મેળવી. એટલાથી વસ્તારી કુટુંબનું ખર્ચ કાઢવું પણ મુશ્કેલ પડે, તો તેમાંથી ગોપાળના શિક્ષણના ખર્ચને કેવી રીતે પહોંચાય ? પણ ગોવિંદે હિંમત કરી અને અર્ધો પગાર નાના ભાઈને મોકલવાનું ઠરાવ્યું. એટલે ગરીબાઈમાં પણ ગોપાળ કોલ્હાપુરમાં ભણવાનું ચાલુ રાખી શક્યો.

મોટાભાઈએ પેટે પાટા બાંધીને પોતાને માટે ખર્ચની જોગવાઈ કરી, એ સ્વાર્થત્યાગની ગોપાળ ઉપર ઊંડી અસર થઈ. તેણે વિદ્યાભ્યાસમાં આગળ વધવા તનતોડ પ્રયત્નો આદર્યા અને ખૂબ કરકસરથી જીવન ગુજારવા માંડ્યું.

માસિક ચાર રૂપિયા આપી એક વીશીમાં તે જમતો. ઘણા દક્ષિણીઓને જમતી વખતે દહીં ખાવાનો શોખ હોય છે. જેને દહીં ખાવું હોય તેને આઠ આના વધારે આપવા પડતા. એક દિવસ ગોપાળે જમતાં જમતાં ભૂલથી દહીં માગ્યું.

" ચાર રૂપિયામાં જમવું ને રાવસાહેબને દહીં જોઈએ ! "

પીરસનારે ગોપાળની ગરીબાઈ ઉપર ઘા કર્યો અને ગોપાળને હાડોહાડ વ્યાપી ગઈ. ખાવાનું જેમ તેમ પતાવી તે ઊભો થઇ ગયો, અને વીશીના માલિકને મળ્યો. એક માસ માટે સાડાચાર રૂપિયા આપનારમાં પોતાનું નામ નોંધાવ્યું, અને બીજે દિવસે તે જ પીરસનાર પાસેથી માનભેર દહીં મેળવ્યું.

સ્વમાન તો સાચવ્યું. પણ દહીંના આઠ આના ક્યાંથી કાઢવા એ મહા વિકટ પ્રશ્ન હતો. મોટાભાઈ પાસેથી વધુ પૈસા મંગાવી શકાય તેમ નહોતું. એક રસ્તો સૂઝ્યો. વીશીમાં જે એક દિવસ જમે નહિ તેને બે આના કાપી આપવામાં આવતા. ગોપાળે તે માસમાં દર શનિવારે અપવાસ કરી આઠ આનાની રાહત મેળવી લીધી.

એક દિવસ એક ભાઇબંધે નાટક જોવા જવાનો આગ્રહ કર્યો. ગોપાળે ના કહી છતાં પેલો મિત્ર તેને માટે ટિકિટ ખરીદી લાવ્યો અને તેને જવું પડ્યું.

થોડા દિવસ પછી પેલાએ ટિકિટના પૈસા માગ્યા. ગોપાળને આશ્ચર્ય થયું. તેણે તો માનેલું કે એ મિત્રભાવે ટિકિટ લાવેલો. પણ હવે શું થાય? તેણે પૈસા આપી દીધા. પણ માસિક 'બજેટ' માં એને માટે સગવડ નહોતી. ગોપાળે તે દિવસથી રાત્રે ફાનસ બાળવાનું બંધ કર્યું; અને બે આનાનું ઘાસલેટ બચ્યું ત્યાં સુધી રસ્તા ઉપરની મ્યુનિસિપાલિટીની બત્તીઓની મદદથી અભ્યાસ કર્યો.

ગોપાળ જેવો ઉદ્યમી, ટેકીલો અને કરકસરવાળો હતો તેવો જ સાચાબોલો હતો.

છેક નાનપણમાં તે મરાઠી નિશાળમાં ભણતો ત્યારે એક વખત શિક્ષકે એક દાખલો ગણવા આપ્યો. તે ઘણો અઘરો લાગવાથી, ગોપાળે પડોશીની મદદ લઇ તે બેસાડ્યો. વર્ગમાં તેનો એકલાનો જ દાખલો ખરો નીકળ્યો, તેથી તેને પહેલો નંબર મળ્યો. પહેલે નંબરે જઈ તે બેઠો તો ખરો, પણ તેની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. બધાને નવાઈ લાગી કે આ છોકરો રોતો કેમ હશે. શિક્ષકે ખુલાસો પૂછયો તો ગોપાળે સાચી વાત કહી અને બીજાની મહેનતથી મળેલો પહેલો નંબર લેવાની ના પાડી.

મેટ્રિકની પરીક્ષા પછી કોલ્હાપુરથી તે રજાઓમાં મોસાળ ગયો. ત્યાં ગોવિંદ પણ આવ્યો હતો. અજવાળી રાત હોવાથી ગામના છોકરા આટાપાટા રમતા હતા. ત્યાં બંને ભાઈઓ ગયા.

ગોવિંદ સામા પક્ષમાં હતો. રમત એટલી જામી કે ગોવિંદ અને ગોપાળ પાછલા પાટા આગળ સામસામા આવી ગયા. ગોપાળ એક વીરની માફક પાટાનું રક્ષણ કરતો ઊભો. મોટાભાઈને લાગ્યું કે બધાનું ધ્યાન બીજી બાજુ છે ત્યાં સુધીમાં જો ગોપાળ મને પાટો કૂદી જવા દે તો જંગ જિતાય. તેણે ગોપાળને ફોસલાવવા માંડ્યો. ગોપાળ એને મશ્કરી જ સમજ્યો. પણ મોટાભાઇએ તો દમ દેવા માંડ્યોઃ “ખસ, ગોપ્યા ! હું કહું છું તે સાંભળતો નથી ? મોટાભાઈનું કહેવું માનતો નથી ?”

ગોપાળ ચોંક્યો અને મોટાભાઈ સાચે જ દગો કરવા ઇંતેજાર હતા તે જોઈ ગયો. તેણે પરખાવી દીધુંઃ “દુશ્મન છે, દુશ્મન તું; મોટોભાઈ ન હોય !”

સાચાબોલા ગોપાળે આમ સહજ બોલી નાખ્યું, પણ તેણે જોયું કે ભાઈને ખોટું લાગ્યું. એટલે તેણે મીઠાશથી કહ્યુંઃ “જો, અણ્ણા, આવું તારાથી ન કહેવાય. તું કહે તો રમત છોડી ઘેર જાઉં, પણ રમું છું ત્યાંસુધી મારા પક્ષને મારાથી દગો ન દેવાય.”

થોડા દિવસ પછી ગોપાળ મેટ્રિકમાં પાસ થયો. ઘરમાં આનંદ આનંદ થઈ રહ્યો. સૌ એને આગળ ભણાવવા આતુર હતાં. પણ પૈસા ક્યાંથી લાવવા એ કોયડો હતો. આ સંકટમાં ગોવિંદની વહુ વહારે આવી. તેણે પોતાનાં ઘરેણાં વેચી દિયરને કૉલેજમાં મોકલવાનો આગ્રહ કર્યો. આમ ભાઇભોજાઈના સંયુક્ત સ્વાર્થત્યાગથી ગોપાળને માટે કૉલેજનો રસ્તો મોકળો થયો.

એ જ કરકસર, ઉદ્યમ અને ઉત્સાહથી ગોપાળે કૉલેજનો અભ્યાસ પણ પૂરો કર્યો અને અઢાર વર્ષની ઉમ્મરે, ઈ. સ. ૧૮૮૪ માં તે બી. એ. થયો—

વિદ્યાર્થી અવસ્થામાં ગોપાળના મનમાં રાતદિવસ એક જ વાત રમ્યા કરતી: કેમ કરીને ભાઈભાભીના ઉપકારનો બદલો વાળું ? તે ખૂબ પૈસા કમાવાય એવી નોકરી કે ધંધો કરવાનાં રોજ સ્વપ્નાં સેવતો. તેથી હજી પણ વધુ ભણવાની તેને ઉમેદ હતી. પણ ભાઈથી હવે તેના ભણતરનો ભાર સહન થઈ શકે તેમ ન હતું. એટલે ગોપાળે શિક્ષકની નોકરી લીધી અને નવરાશના વખતમાં વકીલની પરીક્ષા માટે તૈયારી કરવાનો સંકલ્પ કર્યો.

તે કૉલેજમાં હતો ત્યારે એક વખત વિદ્યાર્થીઓએ નાટક ભજવવાનું ઠરાવ્યું. તેની આવક દેશસેવાના કામમાં વપરાવાની હતી. તેથી સૌ નાટક જોવા આતુર હતા. પરંતુ દેશસેવા ખાતર પણ નાટક પાછળ ખર્ચવા ગોપાળ પાસે પૈસા ક્યાં હતા ? અને છતાં ગોપાળ દેશસેવામાં પોતાનો ફાળો ન આપે એ કેમ બને ? નાટકમાં એક સાધ્વીનો પાઠ હતો. તે કોઈ લેતું ન હતું. ગોપાળે તે લેવાનું સ્વીકાર્યું. તેના બદલામાં તેને આઠ આના મળ્યા. તે તેણે નાટકના વકરામાં આપી દીધા.

દેશસેવાના કામમાં પોતાનો ફાળો આપવા સાધ્વીનો પાઠ લેનાર ગોપાળને સ્વપ્નેય ખ્યાલ ન હતો કે તેને એ જ કામે જીવનભર સાધુનો પાઠ ભજવવો પડશે. શિક્ષકની નોકરી કરતાં કરતાં તેને એવા મિત્રો મળ્યા કે તેમની સોબતથી તેણે ખૂબ પૈસા કમાવાનાં સ્વપ્નો છોડી દીધાં અને દેશસેવાની દીક્ષા લીધી. તેણે એટલી બધી દેશસેવા કરી કે એવી દેશસેવા કરનાર પોતાના જેવા સેંકડો સેવકોની એને જરૂર લાગી. તે માટે તેણે દેશસેવકોનો એક સંઘ સ્થાપ્યો. તે “ સર્વન્ટ્સ ઑફ ઇંડિયા સોસાયટી ” એટલે “ હિંદસેવક સમાજ ” એ નામથી આખા દેશમાં જાણીતો છે. તેનું મુખ્ય મથક પૂનામાં છે.

ગરીબ ગોપાળ દેશભક્ત તરીકે દેશપરદેશમાં અમર થયો. તેને આપણે **દેશભક્ત ગોખલે** અથવા **ગોપાળ કૃષ્ણ ગોખલે** એ નામથી ઓળખીએ છીએ. મહાત્મા ગાંધીજી એમને પોતાના એક ગુરુ તરીકે ઓળખાવે છે. દેશભક્ત ગોખલે ઇ. સ. ૧૯૧૫ ના ફેબ્રુઆરીની ૧૯ મી તારીખે મરણ પામ્યા.

## અભ્યાસ

૧. ગોવિંદ અને ગોપાળનો જન્મ કઈ કઈ સાલમાં થયો હશે? (પાઠમાં આપેલી હકીકતની મદદથી શોધી કાઢો.)

૨. ગોપાળને ભણાવવા ગોવિંદે કેવો સ્વાર્થત્યાગ કર્યો તે ટૂંકમાં કહો.

૩. ગોપાળને ભણવાની ઘણી ચીવટ હતી તે દર્શાવતો એક પ્રસંગ ટૂંકમાં વર્ણવો.

૪. 'દક્ષિણી ભાઈઓ' એટલે શું? આ બે ભાઈઓ દક્ષિણી હતા, તે જાણવાને પાઠમાં શી શી હકીકતો આવે છે?

૫. નીચેનામાંથી કોઈ એક પ્રસંગ સંવાદ રૂપે લખોઃ—

(ક) ગોપાળ અને તેના મિત્ર વચ્ચે નાટકની ટિકિટ વિષે થયેલી વાતચીત.

(ખ) ગોપાળ અને તેના શિક્ષક વચ્ચે પહેલા નંબર વિષે થયેલી વાતચીત.

૬. નીચેના પ્રસંગોએ ગોપાળના મનમાં શા શા વિચાર આવ્યા હશે, તેની કલ્પના કરી, તે વિચારો તમારી નોંધપોથીમાં ગોપાળ લખે તે રીતે લખોઃ—

(ક) વીશીમાં દહીંનો પ્રસંગ.

(ખ) આટાપાટાની રમત વખતે ગોવિંદે આપેલી ધમકીનો પ્રસંગ.

(ગ) દેશસેવામાં ફાળો આપવાનો પ્રસંગ.

## ૩

# કાબુલી



[રવીન્દ્રનાથ ટાગોરનું નામ તો દરેક હિંદીએ જાણવું જોઇએ. એમની કવિતાએ આખી દુનિયાને મુગ્ધ કરી અને કવિ તરીકે તેમને નોબેલ ઇનામ મળ્યું છે. ગીતાંજલિ એમનો જગતજાણીતો કાવ્યસંગ્રહ છે. પણ તેઓ સરસ વાર્તાઓ યે લખે છે. એમનું લખેલું ઘણું યે હિંદની બીજી ભાષાઓમાં અને યુરોપની કેટલીક ભાષાઓમાં પણ ભાષાંતરરૂપે પ્રગટ થયું છે. ગુજરાતીમાં આ વાર્તા શ્રી. પુષ્પાબહેન વકીલે રજૂ કરી છે. શ્રી. પુષ્પાબહેન સાહિત્ય અને શિક્ષણ બંને ક્ષેત્રમાં મૂગાં મૂગાં કામ કરે છે અને આ વાચનમાળાના સંપાદકોમાંના એક છે.]

પાંચ વર્ષની મારી મીની બહુ બોલકણી હતી. પાંચ મિનિટ પણ એ શાંત ન બેસી શકે. પણ એનો બડબડાટ મને બહુ ગમતો.

એક વખત હું લખવા બેઠો હતો ત્યાં છાનીમાની મીની મારા ઓરડામાં દાખલ થઈ; અને મને કહેવા લાગી. "બાપા, આપણા ભોળાને કંઈપણ ભાન નથી. એ કહે છે કે વાદળાંમાં હાથી હોય છે ! તે એની સૂંઢમાંથી પાણી ઉરાડે છે એટલે વરસાદ પડે છે ! બાપા, એવું કંઈ હોતું હશે ?"

આ પ્રશ્નનો ઉત્તર આપું તે પહેલાં તો મીનીએ બીજો પ્રશ્ન પૂછી મને ગૂંચવી નાંખ્યો. "બાપા, બા તમારાં શું થાય ?"

ગંભીર થઈ મેં કહ્યું, "જા, ભોળા સાથે રમ. હું હમણાં કામમાં છું." ભોળો અમારો નોકર હતો.

મારા ઓરડાની બારી રસ્તા ઉપર પડતી હતી. થોડી વાર પછી મેં બારીમાંથી જોયું તો મીની રસ્તાપરથી જતા એક કાબુલીને બૂમ પાડતી હતી. કાબુલીએ મોટો પહોળો લેંઘો પહેર્યો હતો. એને માથે ફેંટો હતો ને ખભા પર એક કોથળી હતી. એના હાથમાં એક ડાંગ હતી.

મીનીની બૂમ સાંભળી કાબુલી અમારા ઘર તરફ ફર્યો. મને લાગ્યું કે એને જોઈને જ મીની ગભરાઈ જશે. મારી ધારણા સાચી પડી. કારણ, કાબુલી અમારા બારણા પાસે આવ્યો તેવી જ મીની ત્યાંથી નાઠી ને એની માની ગોદમાં ભરાઈ ગઈ. મીનીના ભયનું કારણ હું સમજ્યો. સામાન્ય રીતે લોકોમાં એવી માન્યતા હતી કે કાબુલી નાનાં છોકરાંઓને ઉપાડી જાય છે. મીનીએ પણ એમ ધારેલું કે એને ખભે નાંખેલી કોથળીમાં પણ બે ત્રણ બાળકોને એણે પૂર્યાં હશે. આવા ખોટા ખ્યાલથી જ મીની ગભરાઈ ગઈ હતી.



કાબુલી અમારા ઓટલા પાસે આવ્યો. મેં એની સાથે થોડી વાતો કરી. મીની માટે થોડાં દ્રાક્ષ, અખ-

રોટ ને બદામ લીધાં. છેવટે કાબુલીએ પૂછયું, " પેલી નાની છોકરી ક્યાં ગઈ ? "

મેં ઘરમાંથી મીનીને બોલાવી. ગભરાતી ગભરાતી એ આવી ને મારી સોડમાં ભરાઈ ગઈ. કાબુલીએ એને થોડો મેવો આપવા માંડ્યો; પણ એ લલચાઈ નહીં. ઊલટો એનો ગભરાટ વધવા માંડ્યો.

ત્યાર પછી તો કાબુલી ઘણી વાર અમારા ઘર આગળ આવતો. મીનીને એની સાથે ખૂબ દોસ્તી થઈ હતી. દરરોજ કાબુલી એને બદામ, દ્રાક્ષ વગેરે આપતો. એક વખત મેં કાબુલીને આઠ આના આપ્યા, તે લઈ તેણે ખીસ્સામાં મૂક્યા. થોડીવાર પછી હું જ્યારે ઘરમાં ગયો ત્યારે મીની અને એની બા વચ્ચે કંઈ રકઝક ચાલતી હતી.

" તું આ આઠ આના કયાંથી લાવી ? " ક્રોધમાં મીનીની બાએ પૂછયું.

" મને કાબુલીએ આપ્યા. " મીનીએ હસતાં હસતાં જવાબ દીધો.

"કાબુલીએ ? પણ તેં એની પાસેથી લીધા કેમ ?" બાએ કહ્યું.

આ પ્રશ્નનો મીની શો જવાબ આપે ? આખરે મેં વચ્ચે પડી માદીકરીની તકરારનો અંત આણ્યો. પણ ત્યારે મને ખબર પડી કે આ પ્રમાણે તે મીનીને ઘણી વાર કંઈ કંઈ આપતો. મીની કાબુલી પાસે બેસી ઘણી ઘણી વાતો કરતી. એ એને કેટલાયે વિચિત્ર સવાલો પૂછતી.

" કાબુલી, તારી આ કોથળીમાં શું છે ? " મીનીએ પૂછયું.

" હાથી. " કાબુલીએ હસતાં હસતાં જવાબ આપ્યો.

આમ આ બંનેની નિર્દોષ વાતો ચાલ્યા કરતી. એક દિવસ કાબુલીએ મીનીને પૂછયું, "મીની, તું સાસરે કયારે જવાની છે?"

પાંચ વર્ષની મીની કંઈ સમજી નહીં. એટલે એણે સામો પ્રશ્ન પૂછયો, "તું સાસરે જાય છે?"

કાબુલી લોકો સાસરાના બે અર્થ કરે છે. જ્યાં કોઈ પણ જાતના ખર્ચ વગર ખાવા, પીવાનું ને રહેવાનું મળે તેવી જેલને પણ એ પોતાની ભાષામાં સાસરું કહે છે. મીનીના પ્રશ્નનો આ રીતે અર્થ કરી, કોઈ કલ્પિત પોલીસ સામે મુક્કો ઉગામતાં તે બોલતોઃ "હા, પોલીસદાદાને મારીને હું સાસરે જઈશ."

–ને બંને ખડખડાટ હસી પડતાં.

મીનીની મા બહુ બીકણ હતી. કાબુલી અમારે ઘેર આવતો તે એને ગમતું નહીં. એને ભય રહેતો કે કદાચ કાબુલી મીનીને ઉપાડી જશે. એની આવી વાતો સાંભળી મને ઘણું હસવું આવતું.

એક સવારે હું મારું કામ કરતો હતો, ત્યાં બહાર કોલાહલ થતો સાંભળી હું બારીએ ગયો. બે પોલીસો કાબુલીને બાંધી લઈ જતા હતા. પાછળ છોકરાઓનું ટોળું હતું. કાબુલીનાં કપડાં ઉપર લોહીના ડાઘ હતા. એક પોલીસના હાથમાં છરી હતી. તપાસ કરતાં મને ખબર પડી કે ગામમાં કોઈને કાબુલીએ શાલ આપી હતી. પેલો માણસ શાલના પૈસા નહોતો આપતો એટલે એ બે વચ્ચે તકરાર થઈ. ઉશ્કેરાઇને કાબુલીએ એને છરી મારી હતી.

કાબુલીને આમ પોલીસ પકડીને લઈ જતા હતા તે જોઈ મીનીએ ઓટલેથી બૂમ પાડી કહ્યું, "કાબુલી, તું કયાં તારે સાસરે જાય છે?"

કાબુલીએ હસતાં હસતાં જવાબ આપ્યો, "હા, હું ત્યાં જ જાઉં છું." એનો જવાબ સાંભળી મીનીનું મોઢું પડી ગયું.

રહેમાન કાબુલીને ખૂન કરવા માટે દસ વર્ષની સજા થઈ. વર્ષો પર વર્ષો વીતવા લાગ્યાં ને કાબુલીનો આખો પ્રસંગ ભૂલાઈ ગયો. મીની પણ કાબુલીને છેક જ વીસરી ગઈ.

* * *

મીની બાળકી મટી યુવતી બની. બાળપણુનો વાચાળ સ્વભાવ પણ બાલ્યાવસ્થા સાથે ગયો. દિવસે દિવસે મીની ગંભીર, ઠાવકી અને શરમાળ બનતી હતી. એના લગ્નનો દિવસ પાસે આવ્યો તેમ મારું દુઃખ વધતું ગયું. મીની અમારું ઘર છોડી એને સાસરે જશે એ વિચારે એની બા અને હું દુઃખ અનુભવતાં હતાં.

આજે મીનીનાં લગ્ન છે. ઘરમાં સવારથી જ ધમાલ શરૂ થઈ ગઈ હતી. હું કામસર બહાર જવાની તૈયારી કરતો હતો એટલામાં ઘરને આંગણે એક કાબુલી આવી ઊભો. એ રહેમાન જ હતો. પણ લાંબા જેલના વસવાટને લીધે ને વૃદ્ધાવસ્થા આવી પહોંચેલી હોવાથી એ ઘણો બદલાઈ ગયો હતો. પહેલાં તો મેં એને ન ઓળખ્યો. પણ ધારી ધારીને જોતાં દસ વર્ષ પહેલાંનો તેનો આનંદી ચહેરો અને યુવાવસ્થાનું એનું મજબૂત શરીર મારી દૃષ્ટિ સામે તરવરવા લાગ્યાં.

"રહેમાન, તું અહીં ક્યાંથી ?" મેં વિસ્મયથી તેને પૂછયું.

"સાહેબ, હું ગઈકાલે જ જેલમાંથી છૂટ્યો." તેણે કહ્યું. એના અવાજમાં દુઃખ અને નિરાશા બંને હતાં.

આજે કામ ઘણું હતું એટલે મેં એને બીજી કોઈ વખત આવવા કહ્યું. નિરાશ બની તે જતો હતો. જતાં જતાં એણે મને પૂછ્યું: "સાહેબ, મીની ક્યાં છે ?"

હજી એને મન મીની પહેલાં જેવી નાની બાળકી જ રહી હશે. એના હાથમાં એક પડીકું હતું, એટલે મેં ધારી લીધું કે મીની માટે એ પહેલાં જેમ બદામ ને દ્રાક્ષ લાવ્યો હશે.

"રહેમાન, આજે મીનીનાં લગ્ન છે, એટલે એ તને નહીં મળી શકે." ન છૂટકે મારે આ શબ્દો બોલવા પડ્યા; પણ બોલ્યા પછી મને ખૂબ પસ્તાવો થયો. એણે નિરાશ બની ચાલવા માંડ્યું. જતાં જતાં એના હાથમાંનું પડીકું મને આપતાં એ બોલ્યો, "સાહેબ, આ મીનીને આપજો."

મેં એને પૈસા આપવા માંડ્યા. પણ એણે તે ન લીધા. તે માત્ર એટલું જ બોલ્યો: "મારે ત્યાં પણ મીની જેવડી જ એક છોકરી છે." બોલતાં બોલતાં એની આંખમાં પાણી આવ્યાં. એણે ગજવામાંથી એક જૂનો ડાઘાવાળો કાગળ કાઢ્યો. એ કાગળ ઉપર માત્ર એક નાના હાથની છાપ હતી. એમાં બીજું કાંઈ લખેલું ન હતું. પણ આ અભણ પિતાએ વર્ષો સુધી પોતાની વહાલી પુત્રીના હાથની છાપને અમૂલ્ય ખજાના માફક સાચવી પોતાની દીકરીનું સ્મરણ તાજું રાખ્યું હતું.

એ મેવો વેચનાર સામાન્ય કાબુલી હતો એ હું ભૂલી ગયો. મારા જેવો એ પણ પ્રેમાળ પિતા હતો એ વાતનું ભાન થતાં મારી આંખમાં ઝળઝળિયાં આવ્યાં.

મેં મીનીને ઘરમાંથી બોલાવી. શરમાતી તે બહાર આવી ને નીચે મોઢે મારી પાસે આવી ઊભી. એને જોઈ કાબુલી સ્તબ્ધ બની ગયો. પણ છેવટે હસતાં હસતાં તે બોલ્યો: "મીની, કેમ તું સાસરે જાય છે?"

આ પ્રશ્ન સાંભળી મીની શરમાઈ ગઈ. આજે એ બાળપણની મીની નહોતી એટલે ન તો એ હસી શકી, ન તો ઉત્તર આપી શકી. શરમાઈને તે ઘરમાં ચાલી ગઈ.

રહેમાને એક ઊંડો નિશ્વાસ મૂકયો ને તે ઓટલા પર બેસી ગયો. એને વિચાર આવ્યો હશે કે એની દીકરી પણ મીની જેટલી મોટી થઈ હશે; અને મીની જેમ એ પણ બદલાઈ ગઈ હશે.

એની આવી દશા જોઈ મને એની દયા આવી. મેં એને પચાસ રૂપિયા આપવા માંડ્યા. એણે તે લેવા ના પાડી. આગ્રહ કરતાં મેં એને કહ્યું, “ રહેમાન, આ પૈસા લઈ તું તારે દેશ જા ને તારી દીકરીને મળ.” ખૂબ આનાકાની કરી એણે એ પૈસા લીધા, ને અફઘાનિસ્તાનના પહાડી પ્રદેશમાં દસ દસ વર્ષથી આતુર નયને એની રાહ જોતી એની પુત્રીના વિચાર કરતો, ધીમે પગલે એ ચાલ્યો ગયો.

આ અણધાર્યો ખર્ચ થવાથી મીનીના લગ્નના ખર્ચમાં મારે કરકસર કરવી પડી. આથી ઘરમાં બીજાં બધાં નિરાશ થયાં. પણ દૂર દેશાવરે, લાંબા વિયોગ પછી, પ્રેમાળ પિતા અને પુત્રી મળશે એ વિચારે મને ખૂબ આનંદ થયો.

## અભ્યાસ

૧. તમે કાબુલીને કદી જોયો છે ? થોડાંએક વાકયોમાં એનું વર્ણન કરો.
૨. કાબુલી લોક કયા દેશમાંથી અહીં આવે છે ? એ દેશ વિષે તમે જે જાણતા હો તે લખો.
૩. મીની શરૂઆતમાં કાબુલીથી કેમ બ્હી ગઈ હતી ? પછીથી એ બે વચ્ચે મૈત્રી કેવી રીતે થઈ ?
૪. કાબુલીને મીની પ્રત્યે આટલી બધી લાગણી કેમ થઈ હશે ?
૫. કાબુલી જેલને સાસરું શા માટે કહેતો હતો ? તેને “ સાસરે ” શા માટે જવું પડ્યું ?
૬. જેલમાંથી બહાર નીકળી કાબુલી કયાં ગયો ? ત્યાં એણે શું જોયું ?
૭. મીનીના પિતાએ કાબુલીને ૫૦ રૂપિયા શા માટે આપ્યા ? એ રૂપિયા લઈ એણે શું કર્યું હશે ?

## ૪

# પઢો રે પોપટ



[ સવારના પહોરમાં ઊઠીને ઘણા લોકો પ્રભાતિયાં ગાય છે. આવાં પ્રભાતિયાંના લખનાર તરીકે નરસિંહ મહેતાનું નામ જાણીતું છે. કવિ તરીકે એમણે ભક્તિ અને જ્ઞાનને પોતાની કવિતામાં વણી લીધાં છે. એમના જીવનને લગતા ઘણાયે અદ્ભુત પ્રસંગો ગુજરાતમાં જાણીતા છે. નાટક અને સિનેમામાં પણ ગુજરાતના આ ભક્ત કવિને રજૂ કરવામાં આવ્યા છે. આજે પણ જૂનાગઢમાં આ કવિના સમયના અવશેષો છે. વિશેષ હકીકત આ પુસ્તકમાંથી જ નરસિંહ મહેતા વિશેના પાઠમાંથી મળશે. ]

પઢો રે પોપટ રાજા રામના,
સતી સીતા પઢાવે;
પાસે બાંધી રૂડું પાંજરું,
મુખે રામ જપાવે. પઢો રે૦

પોપટ તારે કારણે,
લીલા વાંસ વેડાવું;
તેનું ઘડાવું પોપટ પાંજરું,
હીરે રતને જડાવું. પઢો રે૦

પોપટ તારે કારણે,
શી શી રસોઈ બનાવું?
સાકરનાં કરી ચૂરમાં,
ઉપર ઘી પિરસાવું. પઢો રે૦

પાંખ પીળી ને પગ પાંડુરા,
કોટે કાંઠલો કાળો;
નરસૈયાના સ્વામીને ભજો,
રાગ તાણી રૂપાળો. પઢો રે૦

## અભ્યાસ

૧. ઉપર આપેલા ચિત્ર વિષે દસ લીટી લખો.

૨. પોપટને કોણ ભણાવે છે? શું ભણાવે છે?

૩. સીતા પોપટને માટે કેવું પાંજરું બનાવવા ઇચ્છે છે? પોપટને સીતા બીજાં શાં લાડ લડાવવા કહે છે?

૪. પોપટનું વર્ણન આશરે દસ લીટીમાં લખો.

# ૫

# મુદ્રણકળા

[ તમે છાપખાનું જોયું છે ? ન જોયું હોય તો તમારા શિક્ષકને આગ્રહ કરીને શહેરમાં કે ગામમાં નાનું કે મોટું—જેવું છાપખાનું હોય તેવું બતાવવા માટે કહેજો. છાપખાના વિશે ઘણી યે બાબતો સમજવાની છે. આ પાઠમાં એવી કેટલીક બાબતો સમજાવવાનો લેખક શ્રી. નાનુભાઈ કુંવરજી દેસાઇએ પ્રયાસ કર્યો છે. શ્રી. નાનુભાઈ કડોદની સાર્વજનિક હાઇસ્કૂલના મુખ્ય આચાર્ય છે અને નવાં પાઠ્ય-પુસ્તકો આપવામાં એમનો ફાળો ગણનાપાત્ર છે. બધી હકીકતો એકઠી કરી તે ચીવટથી અને આકર્ષક રૂપમાં તેઓ રજૂ કરે છે. ]



જ્હોન કેક્સ્ટન

આ ચોપડી તમે વાંચો છો તે ક્યાં અને કેવી રીતે છપાઈ હશે ? તમારામાંથી કોઈકે તો છાપખાનું જોયું હશે. છાપખાનામાં બહુ જ થોડા વખતમાં હજારો પાનાં છપાય છે. છાપવાની આવી કળા કોણે શોધી હશે તે આપણે જાણવું જોઈએ. છાપવાની મહાન શોધ, કે જે આજથી લગભગ પાંચસો વર્ષ પર થઈ હતી. તેને 'મુદ્રણકળાની શોધ' કહેવામાં આવે છે.

આ મુદ્રણકળાની પ્રથમ શોધ, હોલેંડમાં આવેલા હારલેમ

શહેરના વતની લૉરેંસ કૅસ્ટર નામના માણસે ઈ. સ. ૧૪૪૦ માં કરી હતી. એક દિવસ કૅસ્ટર જંગલમાં ફરવા ગયો. સ્વભાવે ચપળ હોવાથી ગજવામાંથી તેણે પોતાનો ચપ્પુ કાઢ્યો. પાદરીઓ પાસે એ, બી, સી વગેરે અક્ષરો શીખેલો હોવાથી ચપ્પુ વડે તે અક્ષરો ઝાડની એક ડાળી ઉપર તેણે કોતરવા માંડ્યા. કંટાળો આવતાં ચપ્પુ તરત ખિસ્સામાં સેરવી દીધો. અને તે જ ડાળીએ અઢેલીને તે બેઠો. જે અક્ષરો તેણે કોતર્યા હતા તેની ઊલટી છાપ તેના ખમીસના પાછળના ભાગ પર પડી હતી. કૅસ્ટરને તેની ખબર ન હતી.

ઘેર ગયા પછી તેણે એક આયનાની સામેની ખીંટીએ ખમીસ ભેરવ્યું. તેની નજર સામેના આયના ઉપર ગઈ. આયનામાં સુંદર એ, બી, સી, અક્ષરો દેખાયા. કૅસ્ટરે આ અક્ષરો ક્યાંથી દેખાય છે તેની તપાસ કરવા માંડી. છેવટે તેને માલૂમ પડ્યું કે પોતાના ખમીસ પર પડેલા અક્ષરો આયનામાં દેખાય છે. એકદમ ખમીસ ઉઠાવીને તે જોઈ રહ્યો. લાંબો વખત વિચાર કરતાં તેને યાદ આવ્યું કે તેણે ઝાડ પર જે અક્ષરો કોતર્યા હતા તે જ અક્ષરો ખમીસ પર પડ્યા હતા. અને તે જ અક્ષરો આયનામાં ચોખ્ખા દેખાય છે.

બીજે દિવસે તે તે જ ઝાડ પાસે ગયો, અને પોતાના ખમીસ પર જેવા અક્ષરો પડ્યા હતા, તેવા જ આકારના અક્ષર તેના પર કોતર્યા, તે ઉપર શાહી લગાવી, સામે કાગળ મૂકયો, કાગળ પર એ. બી. સી. અક્ષરો બરાબર દેખાયા. તેના હર્ષનો પાર રહ્યો નહિ. ત્યારપછી તેણે પોચા લાકડા પર અક્ષરો કોતરવાનું કામ ચાલુ કર્યું.

તે જમાનાના લોકોમાં મોટે ભાગે અજ્ઞાન હતું. જ્ઞાન આપવાનું કામ ઘણે ભાગે પાદરીઓનું હતું. તેઓ હાથે લખેલાં પુસ્તકો રાખતા અને મોઢેથી જ ભણાવતા. આવી રીતે પુસ્તકોની અછત હતી. પરિણામે ઘણા માણસો અભણ હતા. પુસ્તક લખનારા–લહિયા પણ ઓછા હતા. અને લખવામાં સમય પણ ઘણો

જાય એ દેખીતું જ છે. આવી સ્થિતિ હોય ત્યાં માણસોને વાચન તથા લેખનનું સાધન પણ કયાંથી મળે ? તેઓના સાંકડા વિચારો વિશાળ પણ શી રીતે બને ? આવાં હસ્તલિખિત પુસ્તકોની કિંમત પણ ભારે રહેતી, એટલું જ નહીં પણ મોટી કિંમત આપવા છતાંય તે મળતાં નહીં.

આવો અજ્ઞાનનો અંધકાર દૂર કરવાની પ્રેરણા કૅસ્ટરને કુદરતી રીતે જ મળી. જર્મનીમાં ગટનબર્ગ નામનો કૅસ્ટરનો એક મિત્ર હતો. તેને તેણે આ વાત જણાવી. ગટનબર્ગને આ વાત ગમી. તેણે અથાગ પ્રયત્ન કરીને એક ચોપડી છાપવાને એક આખું લાકડાનું બીબું તૈયાર કર્યું. પણ પાછળથી તેને માલૂમ પડ્યું કે આ આખું બીબું બીજી ચોપડીઓ છાપવામાં કામ ન આવે. વિચાર કરતાં દરેક અક્ષર માટે છૂટાં બીબાં બનાવવાનું તેને સૂઝયું. અને દરેક અક્ષરનાં છૂટાં બીબાં તેણે બનાવ્યાં. આ પ્રમાણે લાકડાનાં છૂટાં બીબાંનો ઉપયોગ કરી ઈ. સ. ૧૪૫૪ માં ગટનબર્ગે છાપવાની શરૂઆત કરી.

એ જ સમયે ઇંગ્લંડમાં જહૉન કૅક્સ્ટન નામનો એક વેપારીનો છોકરો હતો; તે વેપાર માટે એક વખત હોલૅંડ ગયો. જ્યારે તેણે ગટનબર્ગની છાપવાની કળા વિષે હોલૅંડમાં સાંભળ્યું ત્યારે તે જર્મની પહોંચ્યો. અને કળા શીખી લીધી. ત્યારપછી ઇંગ્લંડ આવી તેણે વેસ્ટમીન્સ્ટરમાં ઈ. સ. ૧૪૭૫ માં એક છાપખાનું કાઢ્યું. ઇંગ્લંડમાં છાપખાનાની શરૂઆત ત્યારથી થઈ.

લાકડાનાં બનાવેલાં બીબાં લાંબો વખત કામ આપતાં નહીં. થોડા થોડા સમયને અંતે નવાં બીબાં બનાવવાં પડતાં. આથી છાપવાનું કામ ઈ. સ. ૧૮૦૧ સુધી બહુ જ ધીમું ચાલ્યું. પરંતુ તે વરસમાં ઇંગ્લંડમાં સ્ટૅનહોપ પરગણાના એક ઉમરાવે, લોખંડનાં બીબાં બનાવવાનો પ્રથમ પ્રયત્ન કર્યો. અને તેમાં તેને સફળતા મળી. આ પ્રમાણે આ કળામાં દિન પ્રતિદિન સુધારો થતો ગયો.

ઈ. સ. ૧૮૧૪ માં કોનિગ નામના જર્મને સ્ટીમ પ્રેસની શરૂઆત કરી. એ યંત્રનો પ્રથમ ઉપયોગ 'ટાઈમ્સ' પત્રના વડા જૉન વૉલ્ટરે કીધો. આ પ્રેસની શરૂઆત પછી અસંખ્ય પુસ્તકો થોડા સમયમાં છપાવા લાગ્યાં. આથી સાધારણ માણસોને પણ પુસ્તકો અને છાપાંઓ વાંચવાની સગવડ મળી. આવી રીતે મુદ્રણકળાની શોધથી માણસોના જીવનમાં ઘણો પલટો આવ્યો. અજ્ઞાનતા ઘણે ભાગે દૂર થઈ. ધર્મગુરુઓનો જ્ઞાન આપવાનો ઇજારો દૂર થયો. અત્યાર પહેલાં જે પુસ્તકો મોંઘાં અને ન મળી શકે તેવાં ગણાતાં તે પુસ્તકો બધા માણસ સહેલાઈથી અને નજીવી કિંમતે મેળવવા લાગ્યાં.

આપણા દેશમાં આ નવી મુદ્રણકળાનો ઉપયોગ સો સવાસો વરસથી ચાલે છે. આજે તો મોટા શહેરમાં શેરીએ શેરીએ છાપખાનાં નજરે પડે છે. આ પ્રમાણે છાપખાનાં વધવાથી નાનાં નાનાં ગામડાંમાં પણ પુસ્તકો અને છાપાંઓ જોવામાં આવે છે. છાપખાનામાંથી છપાઇને બહાર પડતાં પુસ્તકો અને છાપાંઓ આજે તો આપણને આપણા ખોરાક જેટલાં જ જરૂરી થઈ પડ્યાં છે. દુનિયાનાં બધાં જ છાપખાનાંઓ સદંતર બંધ થઈ જાય અને કશું પણ છપાય જ નહીં તો આપણી કેવી સ્થિતિ થાય ?

### અભ્યાસ

૧. છાપવાની કળાની પ્રથમ શોધ કોણે કેવા સંજોગોમાં કરી ?
૨. છાપવાની શોધ થઈ તે પહેલાં લોકોનું જ્ઞાન કેવું હતું ?
૩. છાપવાની શોધ મૂળ કયા દેશમાં થઈ હતી ? એનો પ્રચાર ઈંગ્લંડમાં કોણે કર્યો ?
૪. છાપવાનાં બીબામાં સમય અને અનુભવે કરી શા શા ફેર થયા ?
૫. મુદ્રણકળાની શોધ પછી જગતને શા ફાયદા થયા ?
૬. ધારો કે જગતમાં ચોપડીઓ, ચોપાનિયાં કે છાપાં, કાંઈ જ ન હોય તો તમે તમારો સમય કેવી રીતે ગાળો ? પુસ્તક વગરનું જગત તમને ગમે ખરું ?

---- ૬ ----

# બ્રહ્મદેશ



શ્વેડેગોન પેગોડા

[ જ્યાં બૌદ્ધ ધર્મનો ફેલાવો મુખ્યતઃ છે તે પ્રદેશ બ્રહ્મદેશ કેમ કહેવાતો હશે ? વળી અંગ્રેજોએ તો એ દેશને બરમા કહેવાનું જ ચાલુ કર્યું છે. ગમે તે નામ હોય પણ એ દેશની ખાસ સંસ્કૃતિ જાણવા અને સમજવા જેવી છે. અનેક ગુજરાતીઓ ત્યાં જઇને તે દેશના વતની બની બેઠા છે. ત્યાં થોડી-એક અંગ્રેજી-ગુજરાતી શાળાઓ પણ છે. એવી એક શાળાના મુખ્ય આચાર્ય, જેમણે બ્રહ્મદેશ જાતે જોયું છે તે શ્રી. ચંદુલાલ અમૃતલાલ દેસાઇએ આ પરિચય લખેલો છે. ]

આપણા દેશની પૂર્વે બંગાળાના ઉપસાગરની પેલે પાર અસંખ્ય સોનેરી શિખરોવાળાં મંદિરોથી ભરપૂર બ્રહ્મદેશ, બ્રિટિશ સામ્રાજ્યનું એક અગત્યનું અંગ છે. ઈ. સ. ૧૯૩૭ ના એપ્રિલ માસથી આ દેશને હિંદથી અલગ કરવામાં આવ્યો છે. હિંદના પૂર્વ કિનારે આવેલાં મદ્રાસ, વિઝાગાપટ્ટમ અને કલકત્તા બંદરેથી સમુદ્રમાર્ગે બ્રહ્મદેશ જઈ શકાય છે. જમીનમાર્ગે હિંદથી બ્રહ્મદેશ જવું હોય તો આસામ અને મણીપુર થઈને જઈ શકાય, પરંતુ બ્રહ્મદેશના વાયવ્ય ખૂણા પર આવેલા ઊંચા પહાડો તથા ગીચ જંગલોને લીધે તે માર્ગ અતિશય વિકટ ગણાય છે; વળી ત્યાં જવા માટે રેલ્વે માર્ગ પણ નથી.

બ્રહ્મદેશની પૂર્વે ચીન અને સિઆમ આવેલાં છે. બ્રહ્મદેશમાં આરાકાનયોમા અને પેગુયોમા નામના પહાડો અને શાનનો ઉચ્ચપ્રદેશ ઉત્તર દક્ષિણ પથરાયેલા છે. ઈરાવદી, સિતાંગ અને સાલ્વીન નામની મોટી નદીઓ આ પહાડોને સમાંતર વહે છે. ઈરાવદી અને સિતાંગની ખીણુ વ્યહુવાર માર્ગ તરીકે ઘણી જ ઉપયોગી છે. પ્રશાન્ત અને ઊંડી ઈરાવદીમાં તેના મુખથી લગભગ ૭૦૦ માઈલ સુધી નાની આગબોટો ઉપર જઈ શકે છે. બ્રહ્મદેશનું અર્વાચીન પાટનગર અને મુખ્ય બંદર રંગૂન, પ્રાચીન સમયની રાજધાની માંડલે, અને કેરોસીન અને પેટ્રોલના કૂવાઓ માટે પ્રખ્યાત યેનાન્જાઉં ઈરાવદીના કિનારા પર આવેલાં છે.




બ્રહ્મદેશમાંથી પેટ્રોલ, ચોખા અને ઈમારતી લાકડું પરદેશ મોકલવામાં આવે છે. જંગલમાંથી લાકડાં ઉપાડી નદીમાં નાખવા માટે અને લાકડાંની મિલોમાં મોટાં લાકડાં એક જગાએથી બીજી જગાએ ફેરવવા માટે હાથીઓનો ઉપયોગ થાય છે. આ ઉપરાંત બ્રહ્મદેશમાં થતું લાખનું કામ વખાણુવા લાયક છે. પહાડી જમીનમાંથી કલાઈ, રૂપું અને હીરામાણેક પણ સારા પ્રમાણુમાં મળી આવે છે.

બ્રહ્મદેશના વતનીઓ બ્રહ્મીલોકો તરીકે ઓળખાય છે.

તેઓ લાકડાના બનાવેલાં ઘરોમાં રહે છે. દક્ષિણ બ્રહ્મદેશની જમીન ઘણી જ ફળદ્રુપ છે. અને ત્યાં વરસાદ પણ પુષ્કળ પડતો



લાકડાનાં કારખાનાંમાં કામ કરતા હાથી

હોવાથી ત્યાં ડાંગર ઘણી જ પાકે છે. લોકોનો મુખ્ય ખોરાક ચોખા અને સુકવેલી માછલી છે. બ્રહ્મીઓ ઉપરાંત અહીંયાં ચીનાઓ, હિંદીઓ અને અંગ્રેજો સારી સંખ્યામાં જોવામાં આવે છે. આ પરદેશીઓ અહીં મોટા પ્રમાણમાં વેપાર તથા નોકરી કરે છે.

બ્રહ્મીલોકો સુંદર અને રંગબેરંગી પોશાકના ઘણા શોખીન હોય છે. બ્રહ્મી સ્ત્રીઓ મખમલની ચંપલ, ભપકાદાર રેશમી લુંગી અને સફેદ બારીક મલમલનું લાંબી બાંયનું બદન પહેરે છે. તેઓના વાળ, સંભાળ અને જતનને લીધે, ઘણા જ લાંબા હોય છે. વાળમાં લાંબી કાંસકી રાખી તેઓ સાદો અંબોડો વાળે છે અથવા માથાની ઉપર જટા કે તૂર્કી ટોપીના આકારનો ઊંચો અંબોડો વાળે છે. દરેક સ્ત્રી પોતાના વાળને વિવિધ રંગનાં નાનાં ફૂલો વડે શણગારે છે. આપણા દેશની સ્ત્રીઓ કરતાં પણ તેઓ ઝવેરાતની

બહુ જ વધારે શોખીન હોય છે. પુરુષો પણ ચંપલ, રેશમી અથવા સુતરાઉ લુંગી, ખમીસ અને લાંબી બાંયનું ઘેરા રંગનું બદન પહેરે છે. જૂના વિચારના પુરુષો લાંબા વાળ રાખે છે. તેઓ માથે રંગીન રેશમી રૂમાલ કળામય રીતે બાંધે છે.



બ્રહ્મી સ્ત્રી

બ્રહ્મીલોકોનો મોટો ભાગ બૌદ્ધધર્મ પાળે છે. તેઓનું દેવમંદિર 'ફ્યો' અથવા 'પેગોડા' કહેવાય છે. મંદિરમાં ઠેર ઠેર ભગવાન બુદ્ધની મૂર્તિઓ નજરે પડે છે. મંદિરોના ઘુંમટ પર શંકુ આકારનાં, સોનાનો ઢોળ ચઢાવેલાં-શિખરો હોય છે. દૂરથી સૂર્યના પ્રકાશમાં ઝબકારા મારતાં સૂવર્ણશિખરોવાળાં આવાં મંદિરો બ્રહ્મદેશમાં દરેક સ્થળે જોવામાં આવે છે. તેથી તેને 'પેગોડાનો દેશ' કહેવામાં આવે છે. શ્વેડેગોના નામનો સૌથી મોટો ફ્યો રંગુનમાં આવેલો છે.

બૌદ્ધધર્મના સાધુઓને 'ફૂંગી' કહે છે. તેઓ ભગવાં વસ્ત્ર પહેરે છે. દરેક ગામમાં સાધુઓના મઠ હોય છે. તેઓ પોતાનો

જીવનનિર્વાહ ભિક્ષા માગીને કરે છે. ધર્મપુસ્તકોના અધ્યયનમાં, નાનાં બાળકોનાં શિક્ષણમાં અને અવારનવાર ધર્મોપદેશમાં તે પોતાનું જીવન ગાળે છે. દરેક પુરુષને પોતાના જીવનમાં, મુખ્યત્વે કિશોરાવસ્થામાં, એક વખત થોડા સમય માટે પણ ફૂંગી બનવાની દીક્ષા લેવી પડે છે. આ ધાર્મિક ક્રિયા બ્રાહ્મણોના જનોઈ દેવાના રિવાજને મળતી આવે છે. આ પ્રસંગ ભારે ધામધૂમથી ઉજવાય છે.

સાધુઓના મઠમાં દરેક બાળકને ધર્મજ્ઞાનની સાથે અક્ષરજ્ઞાન મફત અપાય છે. આવી રીતે અપાતી સાર્વજનિક કેળવણીને લીધે સહુ કોઈ વાંચી લખી શકે છે. વધુ અભ્યાસ માટે માધ્યમિક શાળાઓ અને વિદ્યાલયો પણ છે.



બૌદ્ધ ધર્મનો સાધુ

પુરુષો કરતાં સ્ત્રીઓ બુદ્ધિમાં અને વ્યવહારમાં વધારે કુશળ હોય છે. વેપારમાં પણ સ્ત્રીઓ સારો ભાગ લે છે. અહીં પુત્રીજન્મને આવકારદાયક ગણવામાં આવે છે. કારણ કે લગ્ન પછી પુરુષને

પોતાને સાસરે રહેવાનું હોય છે. આમ અહીંની સ્ત્રી બીજા કોઈ પણ સુધરેલા દેશની સ્ત્રી કરતાં વધારે સ્વતંત્ર છે.

વર્ષાઋતુ ધાર્મિક દૃષ્ટિએ પવિત્ર મનાય છે. ત્યારબાદ મોટા ઉત્સવો આવે છે. આ ઉત્સવોમાં તેઓ આપણી દિવાળીની માફક ઘણી જ રોશની કરે છે. જ્યાં જ્યાં બ્રહ્મીઓ વસતા હોય છે ત્યાં ત્યાં આખા વિસ્તારને અનેકરંગી દીવાઓ વડે સુંદર રીતે શણગારીને સ્વર્ગ જેવો રમણીય બનાવે છે. દરેક સ્થળે નાચગાન થાય છે. આ ઉત્સવો દરમિયાન યુવકયુવતીઓ પોતાનાં લગ્નની ગોઠવણ કરે છે. ઉત્સવ પૂરો થયા પછીથી લગ્નગાળો શરૂ થાય છે અને તેઓ પોતાના વડિલોની સંમતિ લઈ પોતાની મરજી પ્રમાણે પરણે છે. પાણીનો ઉત્સવ (જલોત્સવ) નામનો બીજો મોટો ઉત્સવ ઍપ્રિલ માસમાં આવે છે. તે પ્રસંગે બધાં જ સ્ત્રીપુરુષો કળામયરીતે શણગારેલી ગાડીઓમાં ઠંડા પાણીથી ભરેલાં વાસણો લઈ, શેરીએ શેરીએ ઘૂમી, એક બીજા પર પાણી છાંટી આનંદ માણે છે. આ ઉત્સવ આપણી હોળીને ઘણી રીતે મળતો છે.

બ્રહ્મીલોકો સ્વભાવે ઘણા જ મોજીલા, ભોળા, વિશ્વાસુ અને વિવેકી હોય છે: તેઓ કળાપ્રિય, સેવાભાવી અને સ્વદેશાભિમાની છે. આ માયાળુ બ્રહ્મીઓ વહેમી અને ઝનૂની પણ હોય છે. બાળકો સ્વભાવે આનંદી અને રમતિયાળ હોય છે. તેઓને ફૂટ-બૉલ અને ચીન્લોન્ (નેતરનો ગૂંથેલો પોલો દડો) ની રમતો બહુ જ પ્રિય હોય છે. નૃત્ય એ બ્રહ્મી પ્રજાએ ખાસ કેળવેલો શોખ છે. બ્રહ્મદેશમાં કન્યાઓને નાનપણથી જ નૃત્યની તાલીમ આપ-વામાં આવે છે.

એક ધર્મ, એક ભાષા અને કેળવણીના બહોળા પ્રચારને

લીધે બ્રહ્મીઓ સંપ અને સંઘબળ જલદી જમાવી શકે છે. તેઓના રાજકીય, ધાર્મિક અને સામાજિક પ્રસંગોમાં કળા કરતા મયૂરનું ચિહ્ન હમેશાં હોય છે.

## અભ્યાસ

૧. બ્રહ્મદેશની સીમાઓ નકશાની મદદથી જણાવો.

૨. બ્રહ્મદેશને 'પેગોડાનો દેશ' શા માટે કહેવામાં આવે છે ?

૩. બ્રહ્મદેશથી કઈ કઈ વસ્તુઓ પરદેશ મોકલવામાં આવે છે ?

૪. બ્રહ્મદેશમાં પુત્રીનો જન્મ વધારે આનંદનો પ્રસંગ શાથી મનાય છે ?

૫. હિંદુઓના ઉત્સવો સાથે બ્રહ્મીઓના ઉત્સવો સરખાવો.

૬. ગુજરાતણ અને બ્રહ્મી-સ્ત્રીના પોશાકની સરખામણી કરો.

૭. બ્રહ્મીલોકોના શોખ અને સ્વભાવ માટે થોડીક લીટીઓ લખો.

# ૭

# ફૂલની સાથે રમત



[ આ કવિતાના લેખક સ્વ. નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા. તેમણે કુદરતનાં જુદાં જુદાં દશ્યો વિશે ઘણાં કાવ્યો લખ્યાં છે અને તેટલા માટે ગુજરાત એમને કુદરતના કવિ તરીકે પણ ઓળખે છે. વળી તેઓ સારા વિવેચક અને ભાષાશાસ્ત્રી પણ હતા. વરસો સુધી ભક્તિભાવથી એમણે ગુજરાતી ભાષા અને સાહિત્યની ઉપાસના કરી છે. એમના કાવ્યસંગ્રહો જોઈ જાઓ તો કુદરતનાં વર્ણનો ઘણાં અને સરસ રીતે લખાયેલાં મળી આવશે. અને જ્યારે જ્યારે પ્રસંગ મળે ત્યારે કુદરતનો પ્રત્યક્ષ પરિચય સાધ્યા વગર પણ એ રહેતા નહિ. ]

આવો ફૂલડાં મધુરાં રે આપણ સંગે રમીએ,<br>
દિન એક આનન્દે રે ભેળાં રહી નિર્ગમીએ.

મને મુખડું તમારું રે સલૂણું લાગે વ્હાલું,<br>
એમાં નિર્મળ પ્રીતિ રે વસી હસતી કાલું.

તમમાંનું હું પણ રે કુસુમ એક કોમળિયું,
રહી મનુજ સમૂહે રે વદન કરમાઈ ગયું.

નાસી ત્યાં થકી આજે રે આવ્યો તમ પાસ હું તો,
તમે કોમળ હૈડે રે મને નવ ગણશો જુદો.

નહીં તમમાં કુટિલતા રે નહીં વળી ક્રૂરપણું,
નહીં વચન કપટનાં રે હૃદય પ્રેમાળ ઘણું.

કદી હાસ કરતાં રે તો નિશ્ચે આનંદભર્યાં;
કરમાઈ કદી સૂતાં રે તો સત્યે દુઃખે જ ગળ્યાં.

જેવું અંતર થાયે રે તેવું તમ મુખડું દિસે,
જેવું મુખ દેખાયે રે તેવું તમ હૃદય વિશે.

ત્યારે આવો મધુરાં રે આપણ રંગે રમીએ,
દિન એક તો સુખમાં રે સાથે વસી નિર્ગમીએ.

## અભ્યાસ

૧. કવિને ફૂલનું મુખ શા માટે ગમે છે ?
૨. કવિ પોતાની જાતને ફૂલ સાથે સરખાવે છે ત્યારે શું કહે છે ?
૩. માણસ અને ફૂલના સ્વભાવમાં કવિને કેવો ભેદ દેખાય છે ?
૪. કવિ છેવટે એક જ દિવસ રમવાની આશા કેમ દર્શાવે છે ? એમને ફૂલની સાથે લાંબો સમય રમવાનું શું નહીં ગમતું હોય ?
૫. ફૂલ વિશે તમારી જાતે દશેક લીટી લખો.

## ૮

# કાં બોલ્યો ?

[ શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક ગુજરાતના અત્યારના વિદ્વાનોમાંના એક છે. તેઓ વિવેચક છે, કવિ છે અને કુશળ વાર્તાકાર પણ છે. ગુજરાતમાં એક પ્રસિદ્ધ માસિક છે–એનું નામ પ્રસ્થાન. આ માસિકનું તંત્ર તેમણે વરસો સુધી ચલાવ્યું અને તે દરમ્યાન વિવિધ પ્રકારનું સાહિત્ય સર્જ્યું. હાસ્યરસના ક્ષેત્રમાં પણ તેઓ ‘ સ્વૈરવિહાર ’ કરનાર તરીકે જાણીતા છે. હાલમાં તેઓ અમદાવાદની એસ. એલ. ડી. આર્ટસ કૉલેજમાં ગુજરાતીના પ્રાધ્યાપક છે અને સતત સાહિત્યસેવા કર્યે જાય છે. ]

એક હતો રાજા. તેની ઉંમર મોટી થઈ પણ તેને એકેય કુંવર નહિ.

એકવાર તેના રાજ્યમાં એક યોગી આવી ચડ્યો. રાજાએ તો તેની ખૂબ સેવાચાકરી કરી. બહુ વરસ પછી યોગી જ્યારે મરવા પડ્યો, ત્યારે તેણે રાજાને કહ્યું: ‘ તેં આટલાં વરસ મારી ચાકરી કરી છે. તારે શું જોઈએ છે ? માગ ! ’ રાજાને તો રાજ્યનો વારસ કુંવર જોઈતો હતો, તે તેણે કુંવર માગ્યો.

યોગીએ સમાધિ ચડાવીને જોયું તો રાજાના નસીબમાં કુંવર હતો જ નહિ. હવે કેમ કરવું ? તેણે તો વચન આપી દીધું હતું. છેવટે બીજો ઉપાય નહીં હોવાથી, વચન પાળવા તેણે પોતે રાજાના કુંવરનો અવતાર લેવા નક્કી કરી, રાજાને કહ્યું: “ જા તને કુંવર થશે. ’ પણ યોગીના મનમાં રહી ગયું કે આના કરતાં રાજાના નગરમાં બોલ્યા વિના એક બાજુ પડી રહ્યો હોત તો આ ઉપાધિમાં ન પડવું પડત.

રાજાને ત્યાં એક કુંવરનો જન્મ થયો. કુંવર બહુ જ રૂપાળો હતો. તે ધીમે ધીમે મોટો થવા લાગ્યો. પણ બે વરસનો થયો, ત્રણ વરસનો થયો, ચાર વરસનો થયો, પણ કુંવરને બોલતાં જ ન આવડે ! રાજાએ તો ઘણાયે વૈદોને ને બાવાઓને બોલાવ્યા. પણ કોઈ કુંવરને બોલતો કરી શકયું નહીં. છેવટે કારભારીએ સલાહ આપી કે કુંવર છે તો બુદ્ધિશાળી, તેને બધે શહેરમાં, વગડામાં ફરવા મોકલો; કોઈવાર કાંઈક જોતાં તેની જીભ ઓચિંતી ખુલીએ જાય.

પછી તો રાજા હંમેશાં એક નોકર સાથે કુંવરને ફરવા મોકલતો. એક દિવસ નોકર અને રાજકુંવર બંને વગડામાં ફરતા હતા. ત્યાં એક મોર કળા કરીને લાંબે રાગે ટહુકા કરતો હતો. તેના ટહુકા એક પારધીએ સાંભળ્યા અને શબ્દવેધી બાણ મારી તે મોરને મારી નાંખ્યો. મોરને મરતો જોઈ રાજકુંવરથી બોલાઈ ગયું, "કાં બોલ્યો ?"

રાજાના નોકરે આ રાજકુંવરને બોલતો સાંભળ્યો. તે તો રાજી રાજી થઈ ગયો અને દરબારમાં જઈ રાજા પાસે વધામણી ખાધી કે કુંવરસાહેબ બોલ્યા. રાજાએ તેને પોતાના ગળામાંથી હાર કાઢી પહેરાવી દીધો. કુંવર પાસે ગયો તો કુંવર હંમેશના જેવો જ મૂંગો ! રાજાએ તેને બોલાવવા ઘણાં વાનાં કર્યાં; પણ કુંવર તો કંઈ બોલ્યો નહીં. બહુ બહુ કર્યા છતાં કુંવર કંઈ બોલ્યો જ નહીં ત્યારે તેને નોકર ઉપર વહેમ આવ્યો, કે મારી મશ્કરી કરી, અથવા મારી પાસેથી વધામણી લેવા જૂઠું બોલ્યો. રાજાએ નોકરને કહ્યું: 'તેં મારી સાથે દગો કર્યો માટે તારું ઘાણીએ ઘાલી તેલ કાઢું.' નોકર ગભરાઈ ગયો. તેણે બહુ કાલાવાલા કર્યા પણ

રાજાનો ગુસ્સો ઊતર્યો જ નહીં. છેવટે તેણે કુંવરને બોલતો કરવા પંદર દિવસની મહેતલ માંગી.

હવે રાજાએ કુંવર સાથે ફરવા જવા બીજા નોકરને મોકલવા માંડ્યો. જૂનો નોકર તો તેને મળી પણ ન શકે. પછી એકવાર તે જૂનો નોકર કુંવરને છાનોમાનો મળ્યો, પોતાનાં બધાં વિતકો કહ્યાં અને કુંવરને ઘણી આજીજી કરી. કુંવરે તેને ખાનગીમાં કહ્યું: 'તું રાજાજીને કહેજે—કાલે રાજસભા ભેગી કરજો. ત્યાં રાજકુંવર ભરી સભામાં સૌ દેખતાં બોલશે અને ન બોલે તો બેલાશક મારો જીવ લેજો.'

બીજે દિવસે આખી રાજસભા ભરાઈને બેઠી છે. રાજાજી પણ સિંહાસને બેઠા છે. પાસે પેલો નોકર ઊભો છે. રાજાએ કુંવરને બોલાવી મંગાવ્યો અને પેલા નોકરને હુકમ કર્યો કે કુંવરને બોલાવ. નોકરે કુંવરસાહેબને હાથ જોડી કહ્યું: 'કુંવર-સાહેબ, તે દિવસે વગડામાં બોલ્યા'તા એમ બોલો.' કુંવરે આખી સભા દેખતાં નોકર સામે જોઈને કહ્યું, 'કાં બોલ્યો ?'

આખી સભામાં આશ્ચર્યનો પાર રહ્યો નહીં. રાજાએ કુંવર પાસે આવી ઘણાયે સવાલ પૂછ્યા પણ કશો જ જવાબ નહીં. છેવટે કારભારીએ પેલા નોકરને પૂછ્યું: 'વગડામાં કુંવરસાહેબ શું બોલ્યા'તા ?' ત્યારે નોકરે કહ્યું કે વગડામાં પણ આટલું જ બોલ્યા'તા કે 'કાં બોલ્યો ?'

કારભારીએ રાજાને કહ્યું: આમાં કંઈક ભેદ છે. મને રજા હોય તો કુંવરને પૂછું. રાજાએ હા કહી. પછી કારભારીએ કુંવરને કહ્યું: 'આ ભેદનો મર્મ સમજાવો. તમે કહેશો તેમ કરશું.'

ત્યારે કુંવરે પછી પોતાની બધી વાત કહી. તેણે કહ્યું, હું પૂર્વજન્મે યોગી હતો. પણ હું નગરમાં વાતચીતો કરતો તેથી રાજાએ જાણ્યું. મારી પાસે વરદાન માગ્યું. મેં હા પાડી તેથી મારે કુંવરનો અવતાર લેવો પડ્યો. ત્યારથી મેં નક્કી કર્યું કે બોલવું જ નહીં. બોલવાથી નુકશાન થાય છે. પેલો મોર કળા કરી લાંબે રાગે ટહુકા કરતો હતો. એ બોલ્યો, તો પારધીએ શબ્દવેધી બાણથી માર્યો ને! માટે મેં એને કહ્યું: 'કાં બોલ્યો?' આ નોકર એ સાંભળી ગયો. પણ દરબારમાં આવીને કાંઈ બોલ્યો ન હોત તો કાંઈ નહોતું. પણ એણે રાજા પાસે વધામણી ખાધી, તો રાજાએ એને ઘાણીએ ઘાલીને તેલ કાઢવાની સજા ફરમાવી. એટલે મેં રાજસભામાં એને કહ્યું. 'કાં બોલ્યો?'

પછી કુંવરે કહ્યું: 'મારે તો રાજપાટ કશુંય જોઇતું નથી. મારું એવા મોજશોખ કરવામાં મન નથી. મને યોગનો અભ્યાસ કરવા જવા દો. રાજાએ, કારભારીએ અને રાજસભાએ પછી કુંવરને રજા આપી એટલે એ પાછો યોગી થઇને ચાલ્યો ગયો.

### અભ્યાસ

૧. રાજાએ યોગી પાસે શું માંગ્યું? યોગીને પછીથી શોક શા માટે થયો?

૨. નોકરે કુંવરને બોલતો કયારે સાંભળ્યો? પછી એણે શું કર્યું?

૩. રાજસભામાં નોકરે કુંવરને કેવી રીતે બોલાવ્યો?

૪. "કાં બોલ્યો" એ બે શબ્દોમાં શો અર્થ સમાયો છે?

૫. કુંવરે રાજસભામાં પોતાને માટે શું કહ્યું? એણે રાજા પાસે છેવટે શી માગણી કરી?

# નરસિંહ મહેતા

[ નરસિંહ મહેતાનો પરિચય એમનું એક કાવ્ય તમે શીખ્યા ત્યારે મળ્યો હશે. એ કવિનો વિશેષ પરિચય આ પાઠમાં છે. એમનું જીવન કેવી ચમત્કારિક રીતે પલટાય છે તે આ પાઠમાં તમને જાણવા મળે છે. આ પાઠના લેખક શ્રી. નાથાલાલ દવે છે. તેઓ ભાવનગરની આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં છે. અને ગુજરાતી સાહિત્યનાં વિવિધ અંગોનું વિદ્યાર્થીઓને દર્શન કરાવવામાં કુશળ છે. આ પાઠમાં પણ નરસિંહ મહેતાનાં જીવન અને કાવ્યો સંબંધી સરળતાથી ઘણી હકીકતો તેમણે રજૂ કરી છે. ]



જૂનાગઢ પાસે એક નાના ગામમાં ભક્તકવિ નરસિંહનો જન્મ થયો હતો. બચપણમાં નરસિંહનાં માતાપિતા મૃત્યુ પામ્યાં. નરસિંહના મોટા ભાઈ કૃષ્ણદાસ અને તેની ભાભી નરસિંહને લઈ જૂનાગઢ રહેવા ગયાં. નરસિંહનાં લગ્ન થયાં; તેને માણેક મહેતી નામની સદ્‌ગુણી, સંતોષી સ્વભાવની સ્ત્રી મળી.

નરસિંહ મહેતા મોટા થયા પણ કશું કમાતા નહીં. ગાવાનો તેને ભારે શોખ હતો. તેમનો કંઠ પણ મધુર હતો. નાગરી ન્યાતમાં સૌ તેની મશ્કરી કરતાં. પણ તે તો ગામમાં રઝળ્યા કરે અને તાળીઓ પાડીને પદો ગાય. તેને દુનિયાનું કશું ભાન નહીં.

પૈસા કમાવાની કશી આવડત નહીં. મોટાભાઈની કમાણીથી મહા-મહેનતે કુટુંબનું ગુજરાન ચાલે. એક દિવસ આખાબોલી ભાભીએ નરસિંહને સંભળાવી દીધું કે "આ કેમ ચાલે? કમાવું નહીં, કામ કરવું નહીં, અને ગામમાં રાગડા તાણુતા ફરવું? અમે ક્યાં સુધી તારા જેવા મૂર્ખનો ભાર ઉપાડીએ?"

નરસિંહની આંખમાં આ સાંભળી આંસુ આવ્યાં. ભાભીએ મૂરખ કહી મેણું દીધું તેથી તેના મનમાં બહુ દુઃખ થયું. તે ઘર છોડી ચાલી નીકળ્યો. શંકર ઉપર તેને ઘણી આસ્થા હતી, તે રોજ શિવની પૂજા કરતો. સોમવારે રુદ્રીનો પાઠ કરી શંકરને અભિષેક કરતો. શ્રાવણ માસમાં તાજાં બીલીપત્ર ચડાવતો. અત્યારે તે શંકરને સંભારીને કહેવા લાગ્યો, 'હે ભોળાનાથ, શું તમે મને ભૂલી ગયા?'

જંગલમાં એક જૂનું મંદિર હતું. તેમાં શંકરની કોઈ પૂજા કરતું નહીં. ત્યાં નરસિંહ જઈ ચડ્યા. પાણી લાવી તેણે શિવને સ્નાન કરાવ્યું. પછી ત્યાં તે તપ કરવા લાગ્યો. ખાવાપીવાનું તેણે છોડી દીધું. રાતદિવસ શંકરનું જ રટણ કર્યા કરતો. આમ સાત રાત્રિ અને સાત દિવસ વીતી ગયાં. આખરે ભોળા ભક્ત નરસિંહને શંકરનાં દર્શન થયાં. શંકરે સ્નેહથી હસીને કહ્યું, 'વત્સ! તારી ભક્તિથી હું તારા ઉપર પ્રસન્ન થયો છું. માગ, તારે શું જોઇએ?'

નરસિંહે કહ્યું, 'હું શું માગું દેવ! મને સમજ પણ શી પડે? તમને જે દુર્લભ હોય તે મને આપો.'

શિવે કહ્યું, 'ચાલ ત્યારે હું તને શ્રીકૃષ્ણની રાસલીલાનાં દર્શન કરાવું.'

નરસિંહે રાસલીલાનાં દર્શન કર્યાં. ગોપીઓ રાસ લેતી. કૃષ્ણની બંસી વાગતી. પ્રભુના ભકતો આનંદમાં મસ્ત બની ડોલતા હતા. નરસિંહ એ દૃશ્ય જોઈ રહ્યો. તેણે હાથમાં મશાલ લીધી હતી. મશાલમાંથી ઘી નીચે નીતર્યું. નરસિંહનો હાથ સળગવા માંડ્યો. પણ તેને તેનું ભાન ન હતું. શ્રીકૃષ્ણ તેની ભક્તિ જોઈ પ્રસન્ન થયા. તેના મસ્તક ઉપર હાથ મૂકી હરિએ તેને આશિષ આપ્યા.

નરસિંહ મહેતા જૂનાગઢમાં પાછા આવ્યા. પણ હવે તો તે બદલાઈ ગયા હતા. તેની આંખોમાં ભક્તિનું ઘેન હતું. સંસારનાં સુખદુઃખની હવે તેને પરવા ન હતી. તેને હરિના ગુણ ગાવાની લગની લાગી હતી. નરસિંહની ભાભીને પસ્તાવો થયો કે “ આવા સદ્‌ગુણી દિયરને કયાં મહેણાં માર્યાં ? ” પણ નરસિંહે હસીને જવાબ આપ્યો, “ ના રે ના, ભાભી ! તમે મને કડવાં વચન કહ્યાં તેથી જ મને હરિ મળ્યા. તમારાં વેણથી તો મારું ભાગ્ય બદલાઈ ગયું. મારો જન્મ સફળ થયો. તમારા ઉપકારનો બદલો હું શી રીતે વાળી શકીશ ? ” નરસિંહે પછી જુદું ઘર વસાવ્યું. પતિ પાછા આવ્યા એટલે માણેક મહેતીના આનંદનો પણ પાર ન રહ્યો.

ગરવો ગિરનાર ઊંચા આકાશને અડતો હોય તેમ ઊભો છે. ચારે બાજુ વનની ઘટા છે. તેની તળેટીમાં દામોદર કુંડ આવેલો છે. તેમાં સ્વચ્છ શીતળ પાણી ભર્યું છે. ત્યાં નરસિંહ મહેતા પ્રભાતે સ્નાન કરવા જતા. ઊગતા રવિનાં તેણે દર્શન કર્યાં અને તેનું હૃદય ભક્તિભાવથી છલોછલ ભરાઈ ગયું. સૂર્યનો સોનેરી પ્રકાશ જંગલનાં વૃક્ષો પર ઝળહળી રહેતો; અને નરસિંહના કંઠમાંથી આપોઆપ ઈશ્વરપ્રેમનાં સુંદર કાવ્યો સરવા લાગતાં. “ વાહ પ્રભુ ! અખિલ બ્રહ્માંડમાં તું જ છે. બધે તારી જ વીણા વાગી રહી છે. ”

ભક્ત નરસિંહની ખ્યાતિ દેશમાં પ્રસરવા લાગી. એનાં પ્રભાતિયાં ગામેગામ ગવાવા લાગ્યાં. નરસિંહે રાધા અને કૃષ્ણનાં પ્રેમનાં ગીતો રચ્યાં, વિરહનાં ગીતો રચ્યાં. પોતે જાણે ગોપી હોય અને કૃષ્ણને મળવા જાણે તેનું મન તલસી રહ્યું હોય એવા ભાવનાં સુંદર પદો રચ્યાં. તેને મન ઊંચનીચનો ભેદભાવ મટી ગયો. તેને ખાતરી થઈ કે મનુષ્યો સર્વ સમાન છે. જ્યાં પક્ષાપક્ષી હોય ત્યાં પરમેશ્વર ન રહે. પ્રભુ તો સહુને સરખાં ગણે છે. ઈશ્વરને મન નાગર ઊંચા અને હરિજન હલકા એવું ન હોય. એથી જ જ્યારે ભંગીવાસમાંથી સરળ હૃદયના હરિજનોએ આવી તેને નિમંત્રણ આપ્યું કે ‘મહેતાજી ! અમારે ત્યાં આપ ભજન કરવા પધારો, અમારાં ઘર પાવન કરો.’ ત્યારે તેણે ખુશીથી હા કહી. નરસિંહ મહેતા હરિજનોને ત્યાં ભંગીવાસમાં ગયા. આખી રાત ભજનની ધૂન લગાવી.

તે વખતમાં ન્યાતજાતનાં બંધન બહુ સખત હતાં. નાગરી ન્યાતને મહેતા ઉપર ચીડ ચડી. આખી રાત ગામમાં નરસિંહ મહેતાની ભંગીવાસમાં જવાની વાત ચાલી. સવારે ભજન પૂરાં કરીને નરસિંહ પાછા આવતા હતા ત્યારે નાગરો અંદર અંદર કહેવા લાગ્યા, “આ છેક વંઠી ગયો છે. આના ઢંગ તો જુઓ !” કુટુંબીઓ ઠપકો આપવા લાગ્યા. નરસિંહનું બધાં અપમાન કરવા લાગ્યાં, તેને ગાળો દેવા લાગ્યાં. મહેતા ઉપર ફિટકારનો વરસાદ વરસ્યો. નરસિંહ તો બધું જાણતા હતા. “અજ્ઞાની લોકો તો એમ જ વર્તે. તેમાં મનમાં માઠું શું લગાડવું ?” એમ માનીને લોકનિંદાની તેમણે પરવા ન કરી. લોકો જે કહે તે મહેતા સાંભળી રહે અને અંતે હસીને જવાબ આપે, “હા ભાઈ! હું એવો જ

છું. તમે કહો છો, તેવો જ હલકો છું. તમારી વાત સાંભળવા જેવી છે પણ હું શું કરું ? મને તો વૈષ્ણવ વહાલા છે, તેઓ બોલાવે ત્યારે મારાથી કેમ ના પડાય ? તમે ભલે ન્યાતજાતનાં તડ પાડો, પણ ઈશ્વર તો પોતાના ભક્તોને ચાહે છે. માટે આટલું યાદ રાખજો કે–

હરિજનથી જે અંતર ગણશે,
તેના ફોગટ ફેરા ઠાલા રે.”

નરસિંહ મહેતા ભલા અને સરળ હૃદયના હતા. તેમને ઈશ્વર પર અખૂટ શ્રદ્ધા હતી. સંસારનો બોજો માથે હતો પણ તેની તેમણે કદી ચિંતા ન કરી. ભક્તની આબરૂ પ્રભુ સાચવે જ એવો તેમનો પૂરો વિશ્વાસ હતો. આથી વ્યવહારના પ્રસંગોએ મહેતાને મુશ્કેલીઓ ઓછી સહન કરવી પડી. કોઈ ને કોઈ શ્રીમંતે એવા પ્રસંગે નરસિંહને મદદ કરી અને તેમની આબરૂ સાચવી. મહેતાના પુત્ર શામળશાના શ્રીમંતને ઘેર વિવાહ થયા. પુત્રી કુંવરબાઈનું મામેરું પણ ધામધુમથી થઈ ગયું. પિતાના શ્રાદ્ધનો પ્રસંગ પણ મહેતાજીએ સારી રીતે પાર પાડ્યો. ભક્ત નરસિંહના જીવનના એ પ્રસંગો ઘણા જાણીતા છે. પ્રેમાનંદ જેવા સમર્થ કવિએ એ પ્રસંગો વિષે ઉત્તમ કાવ્યો રચ્યાં છે.

ગુજરાતના આ ભક્તકવિ કેટલા સરળ, ઉદાર અને નીડર હશે તેનો આ ઉપરથી ખ્યાલ આવે છે. હાથમાં કરતાળ, કંઠે તુલસીની માળા અને માથે વૈષ્ણવી ટોપી પહેરીને ગીતો લલકારતા નરસિંહ મહેતા ગુજરાતને મન જાણે કે હજી જીવતા જ છે. રોજ સવારે ગામડે ગામડે તેમનાં પ્રભાતિયાં ગવાય છે. તેમની કવિતાએ આપણાં મન અને હૃદય બંને જીતી લીધાં છે.

## અભ્યાસ

૧. બાળપણમાં નરસિંહ મહેતા કેવા હતા ?
૨. નરસિંહ મહેતાએ પોતાનું ઘર શા માટે છોડ્યું ?
૩. ઘર છોડી તે ક્યાં ગયા ? ત્યાં તેમણે શું કર્યું ?
૪. નરસિંહે શંકર પાસે શું માંગ્યું ? શંકરે એમને શું આપ્યું ?
૫. ઘેર આવી નરસિંહે પોતાની ભાભીને શું કહ્યું ?
૬. ભક્તિ કરતાં નરસિંહને કેવું જ્ઞાન મળ્યું ?
૭. મહેતા ભંગીવાસમાં શા માટે જતા ? એ માટે એમને શું સહન કરવું પડ્યું ?
૮. નરસિંહને ઈશ્વરે કયે કયે પ્રસંગે મદદ કરેલી ?

# બળદ



[ અરદેશર ફરામજી ખબરદાર તો ગુજરાતના મોટા કવિઓમાંના એક. એમણે જીવનના ગહન પ્રશ્નોને લગતાં કાવ્યો લખ્યાં છે. છતાં એ કવિએ જ આવાં સરળ કાવ્યો પણ લખ્યાં છે. છેલ્લાં થોડાંક વરસોથી માંદગીને બિછાને પડ્યા પડ્યા પણ એ ગુજરાતી સાહિત્યની સેવા કરી રહ્યા છે. રાસ, ભજન, ગીત વગેરે એમના કાવ્યસંગ્રહોમાં ઘણાંયે છે. વળી એમનો ગુજરાત પરનો પ્રેમ અને સ્વદેશપ્રેમ પણ અનહદ છે. 'ગુણવંતી ગુજરાત' એ એમનું કાવ્ય અને 'ભારતનો ટંકાર' અને 'રાષ્ટ્રિકા' નો એમના અનેક કાવ્યસંગ્રહોમાં સમાવેશ થાય છે. ]

( ચોપાયા )

વાત કહું તે સુણજો વહાલે, ધ્યાન ધરીને મારી;
અરે બાપડા બળદતણી આ સેવા જુઓ વિચારી.

બળદ કહે કે ગૌમાતાએ જન્મ મને આ દીધો;
બેટા ! ધણીની સેવા કરજે, હુકમ એવો કીધો.

પેટ ભરીને દૂધ ન પીધું, લીધું તે પણ કાઢી;
ઘાસ અને ચારો ખાઈ હું ખૂંદતો ખેતર વાડી.

પાંચ વરસનો થયો હું ત્યારે નાક વીંધી મુજ નાખ્યું;
નાથ જુઓ આ ઘાલી મુજને, સંકટ મેં બહુ સાંખ્યું.

ગાડીએ જોતરિયો મુજને, બરડે ભટકા ભાંગે:
ધમધમ કરતી ગાડી ચાલે, ઘમઘમ ઘૂઘરા વાગે!

શોભે છે કેવાં મુજ શિંગડાં! જુઓ તમારે છે કે?
પાછળ કેવું સુંદર પૂંછડું, વળતું લટકે લહેકે!

ખેડૂતનું બળ મુજથી જાણો, મુજ બળથી હળ હાંકે;
વ્યવહાર જ મારાથી ચાલે, ધણીનો પૈસો પાકે.

એવી ધણીની સેવા કરતો, રહું છું રૂડી રીતે:
ધણીનું ખાવું, ધણીનું ધાવું: યાદ કરો શુભ ગીતે!



## અભ્યાસ

૧. બળદની કથા તમારા શબ્દોમાં લખો.

૨. બળદ માણસની શી શી સેવા કરે છે?

૩. માણસ એ સેવાનો બદલો એને કેવી રીતે આપે છે?

૪. આશરે દશ લીટીમાં બળદનું વર્ણન કરો.

# ૧૧

# ચા

[ આપણે ચા શા માટે પીએ છીએ ? રોજ ચા પીનારા કહે છે કે ચા પીવાથી આળસ જતું રહે છે. કેટલાકને રાત્રે ચા પીએ તો ઊંઘ નથી આવતી. પણ આ ચા તે શું છે ? વળી ચા હિંદમાં કયાંથી આવી અને ક્યારે આવી? આવા આવા અનેક સવાલોના ઉત્તર શ્રી. ભાસ્કર બુચના આ પાઠમાંથી તમને મળી રહેશે. લેખકે ચાનો ઇતિ-હાસ આપવા પણ પ્રયત્ન કર્યો છે અને ચાની ઉત્પત્તિની માહિતી આપણને રસ પડે તેવી રીતે આપી છે. ]



ચાનો બગીચો

આસામમાં એક સુંદર બગીચો હતો. તેમાં ન હતા ગુલાબના છોડ કે મોગરાના મઘમઘતા કયારા. તેમાં તો હતા સુંદર રીતે ગોઠવાયેલા એક સરખી ઊંચાઈના ચાના નાના નાના છોડ. ઘણા છોડ પર ફૂલ પણ ખીલ્યાં ન હતાં. કૂંપળો જ ફૂટતી હતી. બગીચામાં અસંખ્ય વૃદ્ધ અને જુવાન સ્ત્રી–પુરુષો કામ કરતાં હતાં. દરેકની પીઠ પર નાની ટોપલી લટકાવેલી. કોઈ ફૂલ તોડવાની ઇચ્છા રાખતું ન હતું. સૌ કુમળાં પાન તોડી પોતપોતાની ટોપલીમાં એકઠાં કરતાં હતાં. લોકો એ બગીચાને ચાનો બગીચો કહેતાં.

વર્ષો પહેલાં આપણા વડીલોએ ચાનું નામ પણ સાંભળ્યું ન હતું. ચા ત્યારે આપણા દેશમાં તદ્દન અજાણ હતી. પરંતુ તેણે

હજારો વર્ષ પૂર્વે પોતાની પ્રતિષ્ઠા આપણા પડોશી ચીન તથા જાપાનમાં જમાવી હતી. દરેક સમારંભમાં તેણે ઊંચું સ્થાન પ્રાપ્ત કર્યું હતું; પછી તે ગમે તે હોય—ધાર્મિક, સામાજિક કે રાજકીય. આ ચા પણ કેવી ? દૂધ અને ખાંડ વગરની. તથા ચા પીવાની રીત પણ તદ્દન જુદી જ. પહેલા તો ચાથી ભરેલા બંધ પ્યાલાને ઊંચકી કપાળ સુધી લાવવામાં આવે, પછી પ્યાલાને હોઠ પાસે લાવી, ઢાંકણું ખોલી, ખૂબ અવાજ સાથે ચા પિવાય. જેમ અવાજ વધારે તેમ તે માણસ ચા પીવામાં એક્કો ગણાય.

વખત જતાં ચીનને બીજા દેશો સાથે વ્યવહાર શરૂ થયો. ચીનનાં માણસો બીજા દેશોમાં જઈને ચાનાં વખાણ કરવા લાગ્યા. ધીમે ધીમે ચાની ખ્યાતિ દુનિયાભરમાં પ્રસરી. યુરોપ અને અમેરિકામાં તેની માગ વધી પડી. સાથે ચાનો ભાવ પણ વધવા લાગ્યો. એક વખત એવો હતો કે જ્યારે યુરોપના શ્રીમંતો એક રતલ ચાના નેવું રૂપિયા પણ આપતા.

ચાના ધંધામાં વધુ કમાણી થશે એમ ધારી જુદા જુદા દેશના વેપારીઓ ચાની તપાસમાં નીકળી પડ્યા. ચા ક્યાં ઉગાડી શકાય, કેવી રીતે ઉગાડી શકાય વગેરે બાબતોની તપાસ થવા લાગી. વેપારીઓએ તે વિષયના જાણકારોને રોકી લીધા અને તેઓ જુદા જુદા છોડોની બારીકાઈથી તપાસ કરવા લાગ્યા. ઈ. સ. ૧૮૩૪ માં કૅપ્ટન જેન્હીન નામના એક અંગ્રેજે હિંદુસ્તાનમાં ઊગતા છોડોની તપાસ કરીને કહ્યું, “ શા માટે તમે ચા માટે ચીન અને જાપાન જાઓ છો ? ચાના છોડ તો આસામના ડુંગરો ઉપર પુષ્કળ થાય છે. ફક્ત તેના ઉપર થોડું ધ્યાન આપવાની જરૂર છે.” બધા લોકોનું ધ્યાન આ વાત પર ગયું અને પરિણામે આસામમાં ચાનું વાવેતર મોટા પ્રમાણમાં થવા લાગ્યું. અત્યારે આસામમાં ચાના અસંખ્ય બગીચા છે.

ચીન અને જાપાનમાં તો ખપ પૂરતી જ ચા થતી. ત્યાં બીજા દેશોને મોકલવાની તો વાત જ ક્યાં રહી ? એકલું આસામ પણ આખી દુનિયાની માગને કેમ પહોંચી વળે ? તેથી જગતભરમાં ચા ક્યાં ઉગાડી શકાય તેની તપાસ ચાલી. તપાસને અંતે માલૂમ પડ્યું કે ચા ગમે તે જગ્યાએ ઉગાડી ન શકાય. ચાને ઊગવા માટે પહાડી પ્રદેશ જોઇએ. સાથે પુષ્કળ વરસાદ અને ગરમી પણ જોઇએ. જેમ વરસાદનાં ઝાપટાં વધારે તેમ પાંદડાં વધુ ઊગે. પાણી ભરાઈ રહે તો પાંદડાં ઓછાં ઊગે. આ કારણે પૃથ્વી ઉપર ચા ફકત ચીન, જાપાન, આસામ, નીલગિરિ, દાર્જીલિંગ અને લંકામાં થાય છે.


ચાનો છોડ

ચા નથી કોઈ ઝાડનું ફળ કે ફૂલ. એ તો છે ચાના છોડનાં પાંદડાં; અને તે પણ ત્રણ ચાર વર્ષના છોડ પર, માર્ચથી ડિસેમ્બર સુધીમાં ફૂટતાં પાંદડાં.

માર્ચ મહિનો આવે છે અને છોડમાં કૂંપળો ફૂટવા માંડે છે. તરત જ હજારો સ્ત્રી અને પુરુષો બગીચામાં કામે લાગી જાય છે. સવારના છ વાગે છે ત્યાં તો ઘંટનો અવાજ સંભળાય છે. આ અવાજ સાંભળતાં જ માણસો પોતાના ઝૂંપડાંમાંથી નીકળી ટોપલા સહિત બગીચાના દરવાજા પાસે હાજર થાય છે. દરેકનાં નામ નંબર બોલાય છે અને હાજરી લેવાય છે. બધાં બગીચાની અંદર દાખલ થાય છે અને કામ શરૂ થાય છે. ધીમે ધીમે પણ

ચોક્કસ રીતે છોડનાં અમુક જ પાંદડાં ચુંટાતાં જાય છે. વચ્ચે વચ્ચે મુકાદમોના હોંકારા પણ સંભળાય છે. ધીમે ધીમે ટોપલાઓ ભરાતા જાય છે ત્યાં તો બપોરની છુટ્ટીનો ઘંટ વાગે છે, અને મજૂરોનાં ધાડાં ઉતાવળે પગે બગીચાની બહાર નીકળી એક મકાન પાસે ઊભાં રહે છે. ટોપલાઓ જોખાતા જાય છે, અને તેઓનાં નામ સામે વજન નોંધાતાં જાય છે. ઘણી વખત વજન વધારવા પથ્થર અથવા ભીના કપડાંનો ટુકડો નીચેથી મળી આવે છે. એમ જો જણાય તો મજૂરનું આવી જ બન્યું. શિક્ષા તરીકે મજૂરનો થોડા દિવસનો પગાર કપાઈ જાય છે.

બપોરની રજા દરમિયાન પણ બિચારા મજૂરોને આરામ ક્યાંથી મળે ? સ્ત્રીઓને રાંધવાનું હોય, પુરુષોને બજારમાં ખરીદી કરવાની હોય. ખાધું ન ખાધું ત્યાં તો પાછો ઘંટ પડે. પાછી તેની તે જ હાર અને તેનાં તે જ નામ અને તે જ કામ. આમ સાંજ સુધી ચાલ્યા જ કરે.

પાંદડાં ચૂંટ્યાં એટલે ચા તૈયાર થઈ ગઈ એમ ન સમજવું. પહેલાં તો પાંદડાંને ચાર પાંચ કલાક સૂકવવાં પડે છે. પાંદડાં સુકાયા તેમ તેનો રંગ કાળો પડતો જાય છે. સુકાય કે તરત જ મોટાં યંત્ર તેમને કચરી વાંકાં વાળી નાખે છે. પણ સુગંધ વિનાની ચા શા કામની ? સુગંધ લાવવા ચાને એક ખાસ ઓરડામાં રાખવામાં આવે છે. પાંદડાંને પુષ્કળ ગરમ યંત્રમાંથી પાછાં પસાર કરવામાં આવે છે. આથી પાંદડાં તદ્દન સુકાઈ કાળાં બની જાય છે, અને ચા તૈયાર થાય છે. તૈયાર થયેલી ચાના ભાગ પાડવામાં આવે છે. કેટલીક આખી, કેટલીક ભૂકી. પછી પેટીમાં ભરી તેને દેશ દેશાવર મોકલવામાં આવે છે.

હાલમાં ચા સર્વ ઠેકાણે એક પ્રખ્યાત પીણું થઈ પડી છે.

ગરીબ મજૂર થાક ઉતારવા ચાનો પ્યાલો પીએ છે અને મોટો અમલદાર પણ મગજ સતેજ કરવા ચા મંગાવે છે. પાણીથી બીજે નંબરે સસ્તામાં સસ્તું પીણું હોય તો તે ચા. મુંબઈ જેવા શહેરમાં માણસો દરરોજ ૨૨,૦૦,૦૦૦ પ્યાલા ચાના પીએ છે. જેમાંથી ૧,૫૦,૦૦૦ પ્યાલા તો મિલમાં કામ કરનાર મજૂરો પીએ છે. સરેરાશ એક વર્ષમાં મુંબઈમાં ૮૦,૦૦,૦૦૦ રતલ ચા વેચાય છે, જ્યારે હિંદુસ્તાનમાં સરેરાશ અઠવાડિયે સાઠ લાખ રતલ ચાનો ઉપાડ થાય છે.

ચાની આટલી બધી વપરાશ હોવા છતાં હજુ પણ ઘણા ચા બનાવવાની સાચી રીત જાણતા નથી. પી તો લગભગ બધા જ જાણે છે. ભલે ને પછી ખરાબ હોય કે સારી. ચાની અસર તેની બનાવવાની રીત ઉપર આધાર રાખે છે.

ગમે તેમ બનાવેલી ચા શરીરની પ્રકૃતિ ઉપર ખરાબ અસર કરે છે; સ્ફૂર્તિ આપવાને બદલે આળસ લાવે છે. પદ્ધતિસર બનાવેલી ચા તાજગી આપે છે. પાણીમાં ચા નાખી ઉકાળવાથી ચા સારી થતી નથી; પરંતુ ઉકાળેલા પાણીમાં પ્રમાણસર ચા નાખી થોડીવાર ઢાંકી રાખવાથી સારી ચા થાય છે.

### અભ્યાસ

૧. ચાના બગીચામાં કામ કરતા મજૂરોની સ્થિતિનું વર્ણન કરો.
૨. ચા કેવી રીતે તૈયાર થાય છે તે તમારા શબ્દોમાં જણાવો.
૩. ઉકાળેલી ચા શા માટે નુકશાનકારક ગણાય છે ?
૪. સારી ચા શી રીતે બનાવશો ?
૫. ચાનું વાવેતર કેવા પ્રદેશમાં થઈ શકે ?
૬. હિંદુસ્તાનમાં ચા કયાં કયાં થાય છે ?

## ૧૨

# મોરારદાદા

[ ચંદ્રવદન ચીમનલાલ મહેતા એટલે ઇલાકાવ્યો, રતન, આગગાડી, સંતાકૂકડી, અખો, પ્રેમનું મોતી વગેરે અનેક કાવ્યો અને નાટકોના લેખક. એ નાટકો તો એવાં સરસ લખે છે કે તમને ભજવવાનું મન જ થાય અને જો તમે એને જાતે કોઈ નાટકમાં પાઠ ભજવતા જુઓ તો તો ખુશ જ થઈ જાઓ. બાળકો માટે પણ એમણે નાનાં નાનાં ગીતો લખ્યાં છે, અને એ ગીતો ગાઈ ગવડાવીને અનેક વાર બાળકોને એમણે ખુશ કર્યાં છે. ગુજરાતીઓ માટે એક ' નાટકઘર '–પોતાનું નાટકઘર તૈયાર કરવું અને તેમાં ગુજરાતી બાળકો નાટકો ભજવે એ એમનું સ્વપ્ન છે. એ સ્વપ્ન ફળે એની અત્યારે તો એ રાહ જોતા બેઠા છે. તમારે ત્યાં ' રેડિયો ' હશે તો તમે એમનો અવાજ પણ લગભગ દરરોજ સાંભળતા જ હશો. નાનાં નાનાં બાળકો એમને ચાંદામામાના નામથી ઓળખે છે. ]

( ગામડી નિશાળના પંડ્યાજીના નિર્દય ત્રાસથી ગામનાં બાળકો ખૂબ કંટાળી ગયાં છે. મોચીનું કામ કરતો મોરાર ડોસો ગામનાં બાળકોને એકઠાં કરી રમતાં ગાતાં કરે છે. દીપકને ઇચ્છા વિરુદ્ધ શાળામાં લઈ જવામાં આવે છે. પંડ્યાજીના નિર્દય મારથી હબકી જઈ તે માંદો પડે છે. મોરાર ઉપર પંડ્યાજી અને રાજ્યના બીજા અધિકારીઓનો રોષ ઊતર્યો છે.

બહારની દુકાનઃ તદ્દન બહારનો પડદો એ ત્રણ મિનિટ રહીને ઊપડે: તે દરમિયાન દુકાનનો જેટલો સામાન ગોઠવી શકાય તેટલો ગોઠવી દેવો, નહીં તો પડદો ઊપડ્યા પછી મોરાર ડોસો બોલતો જાય અને ધીમે ધીમે પોતાની દુકાન ગોઠવતો જાય. )

**મોરાર ડોસો :** ખેલો સંતાકૂકડી આજે,<br>
સંતાકૂકડી આજે.<br>
ફૂલ ખીલે ને ચૂંટતો માળી,

જીવનની છે જાદુઈ જાળી;
ખેલો સંતાકૂકડી આજે....

હુંઅ હું. આખી દુનિયા જ એક સંતાકૂકડી નથી ? કહે છે, પૃથ્વી ગોળ ગોળ ફરે છે. તે શું કરશે સંતાઈ જવા જ ફરતી હશે ને ? હાસ્તો. એક દિવસ ક્યાંક સંતાશે તો ખરી જ ને ! કોણ નથી સંતાતું ? ઓ ! (સ્વપ્નામાં પડતો હોય તેમ) તે દિવસે આછાં આછાં વાદળાંને પેલે પાર કેવાં સુંદર હિમશિખરો દેખાતાં હતાં ? અને પછી તરત જ કેવા સંતાઈ જતાં હતાં ? હિમાલય ઉપર શ્વેત શિખરો પણ સંતાકૂકડી રમે છે ! — અને પંડ્યાજી કહે છે કે અહીં બાળકો સંતાકૂકડી નહીં રમે !

[ સરસ્વતી આવે છે. ]

**સરસ્વતી :** મોરારદાદા ! આજે બહુ મોડું થયું, નહીં ? દીપકને લીધે તમારું કામ પણ હવે તો કેટલું બધું બગડે છે ?

**મોરાર ડોસો :** અરે, તમે વળી એ શી ચિંતા કરો છો ! અમારો દીપુભાઈ સારો થઈ જાય એટલે બસ. આ તો ઠીક છે.

**સરસ્વતી :** આજે ગામમાં વાત સાંભળી ?

**મોરાર ડોસો :** તમે ત્યાંથી આવો છો ? સાંભળી હોય તો કહો.

**સરસ્વતી :** એ જ તો. આજે આટલે વર્ષે એમણે નવી વાત જોડી કે તમે ચમાર છો !

**મોરાર ડોસો :** (હસે છે.) એ તો ઠીક, પણ એથી હું માણસ જ નથી એમ એ તો કહે છે.

**સરસ્વતી :** એવું કોણ કહે છે ?

**મોરાર ડોસો :** પંડ્યાજી. સરસ્વતીબાઈ ! દેશદેશાવર ફરી ફરીને પાછો પોતીકે દેશ ફર્યો તેનો આ ગુનો. અને પેટગુજારા માટે આ ચામડાં સીવવાનો ધંધો લીધો એ બીજો ગુનો.

**સરસ્વતી :** અરે, પણ મોરારદાદા ! તમે તમારી પાછલી વાત બધી કહી દો ને ?

**મોરાર ડોસો :** સરસ્વતીબાઈ, કહી દઉં ? કોને કહું ? આ લોકને ? એ લોકો માને પણ ખરા કે ? અને મારી પાસે પુરાવા શા ? કંઈ ખત કે દસ્તાવેજ, કંઈ લખાણ કે પત્તર, કંઈ તામ્રલેખ કે શિલાલેખ, કંઈ સહી કે સિક્કો ? કશું જ નહીં. ( હસે છે. ) બધામાં જે ગણો તે એક હું ! ( ટોળમાં હસે છે. )

**સરસ્વતી :** પણ આ બધા તો તમારી વાંસે જ પડ્યા છે.

**મોરાર ડોસો :** પડે જ ને ! એ તો ભણેલા લોકના કામ છે. હોય. આ–આ પણ એક સંતાકૂકડીની રમત જ છે ને ?

**સરસ્વતી :** મોરારદાદા, પણ આ તો નથી વેઠ્યું જતું. ( આંખમાં આંસુ સાથે ) મને યે આજે રજા મળી ગઈ.

**મોરાર ડોસો :** ક્યાંથી ? કેમ ?

**સરસ્વતી :** રાણીવાસમાંથી દાદા....

**મોરાર ડોસો :** પણ કારણ ?

**સરસ્વતી :** કારણ શું–દાદા, તમે ચમાર ! દીપક તમારી ઝૂંપડીએ રહ્યો, અને હું દીપકને અડું ?

**મોરાર ડોસો :** ઓ એમ ! શો અન્યાય ! લોકના જોડા સીવવાનો ધંધો કર્યો એટલે ચમાર ! હું એ લોકને....

**સરસ્વતી :** દાદા ! દાદા ! તમે અમારે લીધે કશું ન બોલતા. નહીં તો બંનેને હેરાનહેરાન કરશે. પણ તમે તમારો પાછલો અધિકાર જાહેર કરોને ?

**મોરાર ડોસો :** મને લાગે છે કે હવે મારે એમ કરવું જ પડશે. આ તો તમારા પણુ પર આફ્ત આવી. મારે જરા દુનિયા જુદી આંખે જોવી હતી. હશે.

**સરસ્વતી :** દાદા, તમે એક આટલી ઓથ છો. કયી લેણાદેણીએ મારા દીપક પર તમારાં આ આટલાં હેત વરસ્યાં, અને આવો હોશિયાર કર્યો ? ઓ ભગવાન !....

**મોરાર ડોસો :** અરે તમે જાઓ બા–બેન ! દીપુભાઈ પાસે બેસો. આજે જરા ઠીક છે, પણ....એ તાવનું કંઈ કહેવાય નહીં. ભારી હબક પેસી ગઈ છે, હબક.

**સરસ્વતી :** હા રે, મુઆ પંડ્યાની. મોરારદાદા ! આ તે શા છોકરાં ભણાવવાના ઢોંગ ?

**મોરાર ડોસો :** આપણે એકલા શું કરીએ ? ચારે બાજુ આવાં કસાઈખાનાં ચાલી રહ્યાં છે. પણ તમે જાઓ. એ પંચાતનો તો પાર જ નહીં આવે. તમારી નોકરીની જરા યે ચિંતા ન કરતા.

**સરસ્વતી :** ખરું છે–ખરું, દાદા ! [ જાય છે. ]

**મોરાર ડોસો :** ( એકલો ) આવા તે કેટલા છોકરાને માર અને બીકની હબક પેસી જતી હશે–કેટલા પરીક્ષાના હાઉથી ગભરાતા હશે ? ઓ ભગવાન ! તું જેવો તું બેઠો કુમળાં બાળકોને આ ફાળમાંથી બચાવી શકતો નથી ? એમને તો ઊગતા પરોઢના સુંદર રંગો જોવાની તાલાવેલી જગાડવાની હોય, વાદળની પાર

પરીઓની જાદુઈ દુનિયા જોવાની હોંસ જગાડવાની હોય, રમતાં ભમતાં હંમેશ મનોરમ સંગીતની ધૂનમાં કલ્લોલતાં થાય એવા જીવનમાં નચવવાનાં હોય, કિલબિલ કિલબિલ કરતાં પશુપંખી, ખળખળ ખળખળ કરતાં નદી ઝરણાં અનંત રંગોથી શોભતાં દૂર દૂરનાં ગિરિશિખરો અને એવી વાતોથી એમની કલ્પના ભરી દેવાની હોય, કે આવી ... .... અત્યારે તો મને યે બાળક થઈ જવાનું મન થાય છે. એ સોનેરી સંધ્યાના રંગો જોઈ જોઈ—

[ તલાટી, અધિકારી અને પટાવાળો પ્રવેશે છે. ]

**તલાટી :** એને ખબર નહીં હોય એટલે શું ? કાયદો તે કાયદો.

**અધિકારી :** હા હા વળી. કાયદો તે કાયદો. ગામના છોકરાં બગાડે છે. [ મોરાર તરફ ફરીને ] એઈ ડોસા ! જોની જોની, જાણે ઊંઘી જતો હોય એવો ઢોંગ કરે છે !

**તલાટી :** એઈ ડોસા !

**અધિકારી :** એઈ ! દુકાન ઉઠાવી નાખ તારી.

**તલાટી :** આ જાહેર રસ્તો છે તે પણ તને ખબર નથી ? ઉઠાવ દુકાન.

**મોરાર ડોસો :** પણ સાહેબ—

**તલાટી :** અરે 'સાહેબ સાહેબ' શું કર છ ? દુકાન ઉઠાવ. આ જાહેર રસ્તો છે તે ખબર નથી ?

**અધિકારી :** સરકારી રસ્તો છે, સરકારી. ખબર નથી ?

**મોરાર ડોસો :** બરાબર છે. એ સરકારી રસ્તો બગડે નહીં, એટલે તો લોકો માટે જોડા સીવી દઉં છું.

**તલાટી :** હવે હઠ, હઠ. એઈ પટાવાળા ! ઉઠાવ આ બધું.

**મોરાર ડોસો :** પણ નાહક ? કંઈ કારણ, કે એમને એમ જ—

**અધિકારી :** હાહાહાહા ! હાહાહાહા ! હજી તો આને કારણ જાણવું છે ! પાછો સતવાદીનો અવતાર ! ચાલ ચાલ.

**તલાટી :** લાંબી વાતો નહીં. હવે તારી દુકાન બુકાન અહીં ચાલશે નહીં. બહુ ઢોંગ કર્યા તેં, સમજ્યો ?

**અધિકારી :** ગામનાં છોકરાંઓને નઠોર કરી દીધાં, સામું બોલતાં કર્યાં, છકવી મૂક્યાં, તોફાન કરતાં શીખવ્યું, રાજકુંવરીના કાન ભંભેર્યા........

**તલાટી :** ગીતો ગાતાં કર્યાં, નાચતાં કૂદતાં કર્યાં, નિશાળે જતાં અટકાવ્યાં—

**અધિકારી :** એ તો ઠીક; પણ ઘરમાં સંતાડી માંદા પાડવા માંડ્યા, રોગચાળો શરૂ કરાવ્યો, અને હજી કારણ પૂછે છે !

**તલાટી :** અને હજી કારણ પૂછે છે ? ઉઠાવ દુકાન !

**અધિકારી :** પટાવાળા, લાવ પેલો જોડો. ( હાથમાં લઈને મારતાં ) આ તેં જોડો સીવ્યો'તો કે ખાસડું ? ડંખાઈ ડંખાઇને પગ સૂજી ગયો.

**તલાટી :** (ત્યાંની વસ્તુઓને ફંગોટી નાખતાં) ચલ ઊઠ. અબ્દુલ્લા, બધું અહીંથી સાફ કરી નાખ. અમે પાછા ફરીએ ત્યાં સુધીમાં અહીં કંઈ નહીં જોઈએ.

[ અબ્દુલ પટાવાળો બધું દૂર અંદર ફેંકવા માંડે છે. ]

**મોરાર ડોસો :** પટાવાળા સાહેબ, બધી વસ્તુઓ એમ ફેંકશો તો તમારો સરકારી રસ્તો બગડશે.

[ એમ ફેંકાયેલું એક ખાસડું બીજી બાજુથી પ્રવેશતા પરીક્ષક સાહેબ તરફ ઊડે છે, તેઓ પ્રવેશે છે ને ઘડીભર આ તમાશો જોઈ રહે છે. ]

**પરીક્ષક :** એમ ત્યારે, વિદ્યાધિકારીસાહેબ અહીં મોચીની દુકાનો લુંટાવે છે ?

[ અધિકારી તથા તલાટી ચમકી ઊઠી પાછું ફરી જુએ છે. ]

— અને તલાટીસાહેબ એમાં આનંદ લે છે !

**તલાટી :** અરે—

**અધિકારી :** સ....સાહેબ ! સાહેબ ! આ–આ તો બહુ ખરાબ માણસ છે–મોચી, મોરાર ડોસો–સાહેબ ! સાહેબ ! છોકરાંઓને બગાડી મૂકે છે.

[ પરીક્ષક મોરાર ડોસા તરફ એકી ટસે જરા વાર જુએ છે, પછી ]

**પરીક્ષક :** હં હં, શું કહ્યું એનું નામ ?

**તલાટી :** ( તરત જ ) મોરાર ડોસો, મોરાર ડોસો.

**પરીક્ષક :** મોરાર ડોસો ? ! ( બે હાથ જોડી મોરાર ડોસાના પગમાં વંદન કરતાં ) ક્ષમા કરો, ક્ષમા કરો. આ બે મૂરખાઓએ કરેલા વર્તન માટે એમના તરફથી હું ક્ષમા યાચું છું, દાદા સાહેબ !

**મોરાર ડોસો :** અરે ભાઈ, ભલો મને ઓળખ્યો !

**પરીક્ષક :** મોરારદાદા, ગામલોકનાં છોકરાંના દાદા તો મારા દાદા નહીં ?

**મોરાર ડોસો :** અરે ઠીક, તમે તો બધી પૂછપરછ કરતા આવ્યા લાગો છો !

**પરીક્ષક :** કેમ નહીં ? કેટકેટલે ઠેકાણે પૂછતો પૂછતો આવું છું — આખરે તમે મળ્યા ! તમારા હાથ નીચે વિદ્યાસંપાદન કર્યા પછી કયો મૂરખો વિદ્યાર્થી તમ જેવા ગુરુને ભૂલી જાય, દાદાસાહેબ ! પણ આ શું ?—આ જોડા સીવવાનો ધંધો ?

**મોરાર ડોસો :** એ પણ એક કસબ છે ને ? અમલદારી છોડી, પછી જાતજાતના ધંધા શીખ્યો—છેવટે આ જ મને ગમ્યો.

**પરીક્ષક :** કહો, કહો, દાદા ! આટલાં વર્ષો તમે ક્યાં હતા ? ડિસ્ટ્રીક્ટ ફરતાં બધે હું તમારી તપાસ કરાવતો હતો.

**મોરાર ડોસો :** અરે ભાઈ, અત્યારે કયાં એ વાત માંડવી ? વળી કરશું નિરાંતે.

**પરીક્ષક :** (તલાટી અને અધિકારીને) જોયા શું કરો છો ? તમારો જનમ નહીં હોય ત્યાર પહેલાંના તમારા જેવા કંઈક વિદ્યાધિકારીઓના એ ઉપરી હતા, અને છતાં બાળકોના એ શિષ્ય હતા. એમણે આપી છે એવી વિદ્યા આપવાવાળો વિરલો તો હજી આટલી જિંદગીમાં મેં બીજો જોયો નથી.

**તલાટી :** તો એ મોચી ન હોય ?

**મોરાર ડોસો :** અરે ભાઈ, મોચીસ્તો; જોડા સીવીએ એટલે મોચી !

**પરીક્ષક :** હાસ્તો, જોડા સીવે એટલે મોચી ! એણે તો જોડા પણ સીવ્યા છે અને કપડાં પણ સીવ્યાં છે, ટોપી પણ ભરી છે અને લૂગડાં પણ રંગ્યાં છે, માટીના ઘડા પણ ઘડ્યા છે અને લાકડાનો સામાન પણ બનાવ્યો છે. દેશદેશાવરની પગપાળે અને ગાડીમાં મુસાફરી પણ કરી છે, અને પંખીઓ પણ પાળ્યાં છે. આ ધોળા

વાળ થતાં પહેલાં તો જાતજાતની લીલી સૂકી જોઈ છે........

**અધિકારી :** અરે સાહેબ !—

**પરીક્ષક :** અને મારા જેવા કેટલાય વિદ્યાર્થીઓને ભણાવી ગણાવી મોટા કર્યા છે; છતાં હજી આ ઉમરે પણ એ શીખે છે. જીવનભર જે શીખે એ સાચો શિક્ષક.

**અધિકારી :** માફ કરો સાહેબ ! માફ કરો સાહેબ !

**પરીક્ષક :** અરે, મને શું હાથ જોડો છો ? નમસ્કાર કરવાની આવડત હોય તો એમને કરો.

**મોરાર ડોસો :** ( ઊભો થતાં ) અરે, ના ભાઈ ના. લ્યો ચાલો, આવો અંદર. આજ ગુરુસે ચેલા સવાયા મિલા.

[ બધા અંદર જાય છે અને પડદો પડે છે. ]

### અભ્યાસ

૧. મોરાર ડોસો બાળકોમાં કેમ પ્રિય થઈ પડ્યો હતો ?

૨. દીપક કેવી રીતે માંદો પડ્યો હતો ?

૩. મોરારદાદાને બધું જ સંતાકૂકડી જેવું કેમ લાગે છે ?

૪. મોરાર ડોસા મૂળ શું કરતા ? એમણે મોચીનો ધંધો કેમ સ્વીકાર્યો ?

૫. તલાટી અને અધિકારીનું વર્તન તમને કેવું લાગે છે ?

૬. મોરાર ડોસાનું સાચું ઓળખાણ કોણ કરાવે છે ?

૭. પરીક્ષક મોરાર ડોસાને પગે કેમ પડે છે ? પરીક્ષકના આવ્યા પછી તલાટી અને અધિકારીની શી દશા થાય છે ?

૮. તમને મોરારદાદા પાસે ભણવું ગમે ? શા માટે ?

## ૧૩

# ઉતરાણ



[ આપણા ઉત્સવો એટલે આનંદ, મજા માણવાના પ્રસંગો. એ દિવસે તો આપણે બસ મોજ જ કરીએ છીએ. પણ ઉતરાણનો પ્રસંગ અને તે પણ સુરતમાં—એ તો જુદી જ મોજ છે. ખુદ સુરતમાંથી જ શ્રી. નટવરલાલ વીમાવાળા આ પાઠ લખે છે અને શ્રી. વીમાવાળા તો બાળકોના ખાસ મિત્ર. વરસોથી એ 'ગાંડિવ' નો ટંકાર કરતા કરતા બાળકોને મળે છે, ખુશ કરે છે અને જ્ઞાન આપે છે. નર્મદ કવિના 'દાંડિયા' ને પણ એમણે આજે સજીવન કર્યું છે. બાળકો માટે તો એમણે આજ સુધીમાં ઘણું ઘણું ને બધાને ખૂબ ગમે એવું લખ્યું છે. ]

"બાપાજી, બાપાજી, હવે ઉતરાણ પાસે આવી. આ વરસે કેટલા પતંગ અપાવશો ?" આમ બોલતો દસ વરસનો દમન દીવાનખાનામાં દોડી આવ્યો.

બાપાજી દીવાનખાનામાં આરામ ખુરસી ઉપર પડ્યા પડ્યા છાપું વાંચતા હતા. છાપામાંથી મોં બહાર કાઢીને હસતાં હસતાં તેઓ બોલ્યા, " ઉતરાણ ? ઉતરાણ તો ગઈ ! "

એટલામાં વિનુ પણ નિશાળેથી આવી પહોંચ્યો. તે દફતર ખીંટીએ લટકાવતાં લટકાવતાં નવાઈ પામીને બોલ્યો, " બાપાજી ! ઉતરાણને તો હજુ પંદર દહાડાની વાર છે. છેક જાનેવારીની ચૌદમીએ ઉતરાણ આવશે. "

બાપાજી ફરીથી હસતાં હસતાં બોલ્યા, " ખોટી વાત, ઉતરાણ તો ગઈ. "

" અરે પણ અમારી નિશાળમાં ઉતરાણની રજા પણ આવતી ચૌદમીએ પડવાની છે ને ? "

" તે રજા ઉતરાણની નહીં, તે તો મકરસંક્રાંતિની. બધા લોકો કહે છે ને માને છે કે ઉતરાણ–ઉત્તરાયણ તે જ મકરસંક્રાંતિ; પણ એ ખોટું છે. તમે બધાં ધારો છો કે તમારે પતંગ ચગાવવાનો ને તલની ગોળીઓ ને મગદળ ખાવાનો તહેવાર તે ઉતરાણ. પણ તેમ નથી. પતંગ ચગાવવાનું અને તલગોળી ખાવાનું એ પર્વ તે તો મકરસંક્રાંતિનો દિવસ છે. ઉતરાણ એટલે કે ઉત્તરાયણ અને મકરસંક્રાંતિ બંને આકાશમાં સૂર્યની ગતિને લગતાં પર્વ છે. પણ બંને જુદાં જુદાં પર્વ છે. ઉત્તરાયણ એટલે સૂર્ય જે રોજ ખસતો ખસતો ઊગે છે, ને દક્ષિણ તરફ ખસવાનું બંધ કરી ઉત્તર તરફ જવા માંડે છે તે દિવસ. ઉત્તરાયણ એટલે ઉત્તર તરફ જવું તે. એ ક્રિયા સૂર્ય હંમેશ, દર વરસે તા. ૨૨ મી ડિસેંબરે શરૂ કરે છે. આખા વરસમાં એ તારીખે દિવસ ટૂંકામાં ટૂંકો ને રાત લાંબામાં લાંબી હોય છે. તે પછી દિવસ મોટો ને મોટો થવા માંડે છે. રાત ટૂંકી થવા માંડે છે. એટલે લોકોએ એને તહેવાર

ગણ્યો. અસલ લોકોનું તમામ જીવન ખેતીવાડી ને કુદરત પર આધાર રાખતું તેથી કુદરતનો આવો ફેરફાર તહેવાર ગણાતો. ઠંડી ઓછી થવા માંડે, વધારે ખુશનુમા હવા થાય, કામકાજ વધારે પ્રમાણમાં થઈ શકે; એટલે લોકો આનંદમાં આવી જાય, અને ઉજવણું કરે. એ ઉતરાણનો તહેવાર.

હવે મકરસંક્રાંતિ એટલે શું તે સમજાવું. સૂર્ય આકાશમાં જે રસ્તે ગતિ કરે છે તે રસ્તાના પંડિતો કે ગણિતશાસ્ત્રીઓએ બાર ભાગ પાડેલા છે. આવા દરેક ભાગને રાશિ કહે છે. એવી એક રાશિનું નામ મકર છે. સૂર્ય મકર રાશિમાં દાખલ થાય તે ક્રિયા મકરસંક્રાંતિ કહેવાય. ને તે પરથી તે દિવસનું–પર્વનું નામ મકરસંક્રાંતિ પડ્યું. પણ એ ક્રિયાનો દિવસ થોડે થોડે વરસે બદલાતો રહે છે. થોડા વરસ પહેલાં સૂર્ય ૧૩ મી જાનેવારીએ મકરમાં દાખલ થતો. હાલ ૧૪ મી જાનેવારીએ દાખલ થાય છે અને થોડાં વરસ રહીને ૧૫ મી એ થવા માંડશે. પણ ઉત્તરાયણ તો હંમેશાં ૨૨ મી ડિસેંબરે જ હોય. જ્યારે મકરસંક્રાંતિની તારીખ થોડા થોડા વરસે ફરે. ”

“ પણ અત્યારે બંનેને લોકો એક જ કેમ ગણતા હશે ? ” દમને સવાલ પૂછ્યો.

“ એ તારો સવાલ બરાબર છે. પણ લોકો એવી ભૂલો તો ઘણી કરે છે. ને કોઈ ભૂલ બહુ ફેલાઈ એટલે ચાલ્યા જ કરે છે. અઠવાડિયાના વાર કેટલા ? ”

“ સાત વળી ! ” દમને જવાબ દીધો.

“ બરાબર. તો પણ લોકો તેને અઠવાડિયું ગણે છે. ખરું જોતાં સાતવારિયું–સતવારિયું કહેવું જોઈએ ખરું ને ? ”

"હા. ખરેખર !"

"તેમ જ લગભગ દોઢ હજાર વરસ પર ઉત્તરાયણ અને મકરસંક્રાંતિ એક દિવસે આવેલાં એટલે કે તા. ૨૨ મી ડિસેંબરે સૂર્ય મકર રાશિમાં દાખલ થયેલો ત્યારથી લોકો બંને એક જ માનવા લાગ્યાં. ને એ ભૂલ શરૂ થઈ ને ચલણી બની ગઈ. તિલક મહારાજે થોડાં વરસથી બધાંનું ધ્યાન એ તરફ ખેંચ્યું તો પણ હજી ભૂલ ચાલ્યા જ કરે છે."

"પણ તે દહાડે પતંગ કેમ ચગાવતા હશે ? ને એ પતંગ ચગાવવાનું શરૂ કોણે કર્યું હશે ?" વિનુએ સવાલ કર્યો.

"પતંગ ચગાવવાનું તો હજારો વરસથી શરૂ થયું છે. ઘણા દેશોનાં એ રિવાજ હજારો વરસથી ચાલે છે. બધા જુદી જુદી મોસમમાં પતંગ ચગાવે છે. હિંદના જુદા જુદા પ્રાંતોમાં પણ પતંગ ચગાવવાની મોસમ જુદી જુદી હોય છે. મહારાષ્ટ્રમાં નવરાત્રિના દિવસોમાં પતંગ ચગાવે છે. મુંબઈમાં તો લગભગ રોજ ચોપાટી ઉપર પતંગ ચગે છે. ચોમાસાનાં વરસાદવાદળાં ચાલ્યાં જાય, ને શિશિરની કડક ઠંડી ઓછી થાય એટલે ખુશનુમા બનેલી હવા પતંગ ચગાવવામાં અનુકૂળ બને છે. લોકો પુષ્ટિકારક તલ ને ગોળની ગોળીઓ ખાય છે, અને એકબીજાને ત્યાં મોકલી મીઠો સંબંધ વધારે છે. તમને રજા પણ મકરસંક્રાંતિની જ પડે છે.

દમન બોલ્યો: "એ બધું ખરું પણ અમે તો એક વાત સમજીયે કે પતંગ ચગાવવાની રજા. બીજી વાત પછી. અમારે તો પતંગનું ચઢાણ ને પતંગનું ઉતરાણ. તમે કહેતા હો કે ઉતરાણ ૨૨ મી ડિસેંબરે આવતી હોય તો તે દહાડેથી પતંગ ચગાવવા માંડીશું તે ઠેઠ સૂરજદાદા એ મકરફકરમાં બેસે ત્યાં સુધી ચગાવ્યા જ કરી શું. બસ, પછી તમારે કાંઈ વાંધો છે ?"

બાપાજી હસીને બોલ્યા, "તું તો દમન ભારે નીકળ્યો."

"તમે તમારે અમને બે જણ વચ્ચે પતંગના ત્રણ રૂપિયા આપી દોને, એટલે થયું!" વિનુએ તોડ કાઢ્યો.

"સાડા ત્રણ." દમને કહ્યું.

"કેમ?" બાપાજીએ પૂછ્યું.

"કેમ વળી? ગયે વરસે તમે નહોતા કહેતા કે 'તમે છાપરે ચડી નળિયાં ભાંગવાનું બંધ કરો ને લોકોના કપાયેલા પતંગ પકડવા ખોટી દોડાદોડ નહીં કરો તો તેના આઠ આના વત્તા આપીશ.' તે અમે આ વરસે છાપરે નથી ચડવાનાં, તેના આઠ આના; એટલે કુલ સાડાત્રણ રૂપિયા થયા ને?"

બાપાજીએ હસતાં હસતાં કહ્યું, "ભલે, ભલે! જાઓ, હું તમારી બાને કહીશ તે તમને કાલે સાડાત્રણ રૂપિયા આપશે. પછી કંઈ?"

"બસ, પછી તો લાલીવાળાનો કા .... ઈ .... પો ... !" કહેતો દમન કૂદતો કૂદતો નાઠો!

### અભ્યાસ

૧. ઉતરાણ ક્યારે આવે? કયા પર્વને ઉતરાણ કહે છે?
૨. ઉતરાણ અને મકરસંક્રાંતિ એ જુદા જુદા પર્વો છે એમ કહેવાનાં કારણો આપો.
૩. આ પર્વો લોકો શી રીતે ઊજવે છે?
૪. કયા બીજા તહેવારો કુદરતના ફેરફાર પ્રમાણે રખાયા છે?
૫. પતંગ ઉડાડવાના રિવાજ વિષે આ પાઠમાં તમે શું શીખ્યા?
૬. એક પતંગની આત્મકથા લખો.

# ૧૪

## મંદિર



[ આ પાઠમાં જે મંદિરની વાત છે તે કંઈ પથ્થરનું બનાવેલું મંદિર નથી. પછી એને બારી બારણાંઓ તો હોય જ શાનાં ? અને આ મંદિર તો આપણે રોજ જોઇએ છીએ. પણ આપણે તો જિંદગીની ધમાલમાં એટલા બધા ગૂંચવાઈ જઇએ છીએ કે આ મંદિર તરફ આપણું ધ્યાન ભાગ્યે જ ખેંચાય છે. આ કાવ્યના લેખક શ્રી. પુંડરીક મોટી મોટી વાતો પણ નાનાં બાળકો સમજે એવી રીતે કહી દે છે. આવું મોટું-વિશાળ મંદિર પણ એમણે કેવું થોડી જ લીટીઓમાં ઊભું કરી દીધું છે ! ]

મંદિર તારું વિશ્વ રૂપાળું,<br>
સુંદર સરજનહારા રે;<br>
પળ પળ તારાં દર્શન થાયે,<br>
દેખે દેખણહારા રે.

નહિ પૂજારી નહિ. કોઈ દેવા,
નહિ મંદિરને તાળાં રે;
નીલ ગગનમાં મહિમા ગાતા,
ચાંદો સૂરજ તારા રે.

વર્ણન કરતાં શોભા તારી,
થાક્યા કવિગણુ ધીરા રે;
મંદિરમાં તું ક્યાં છુપાયો,
શોધે બાળ અધીરાં રે.

## અભ્યાસ

૧. આ કાવ્યમાં કવિ શેને મંદિર કહે છે ?
૨. આ મંદિર કોણે બનાવ્યું છે ?
૩. મંદિરમાં શું શું છે ?
૪. મંદિરને તાળાં શા માટે નથી ?
૫. એ મંદિરની શોભાનું વર્ણન કરતાં કવિ કેમ થાકી ગયા હશે ?

## ૧૫

# ગિરનારના પ્રવાસે

[ ગિરનાર સૈકાઓ થયાં માનવજાતને આકર્ષતો ઊભો છે. પ્રવાસીઓ ત્યાં જાય છે. ઇતિહાસના સંશોધકો ત્યાં જાય છે, વનરાજના શિકારીઓ પણ ત્યાં જાય છે. અને જ્યાં નરસિંહ મહેતાનું જીવન વીત્યું એ જૂનાગઢને આંગણે એ ઊભો છે. શ્રી. સતીશચંદ્ર જોશીએ આ પાઠમાં ગિરનારનો પરિચય—આસપાસનું વાતાવરણ રજૂ કરીને—આપ્યો છે. તેઓ જેતપુરમાં શિક્ષક છે અને સાહિત્યના નિત્ય પરિચયમાં રહીને પોતાનાં લખાણોમાં શિક્ષણ અને સાહિત્ય બંનેનો સારો મેળ સાધી શકે છે. ]

દિવાળીની રજાઓ પડતાં, અમે મુસાફરીએ જવાનું નક્કી કર્યું. ભાવનગરથી મારા મામાનાં છોકરાં, નલિની, કુમાર અને સરોજ પણ આવ્યાં હતાં. બધાંને ગિરનાર જોવાનું બહુ મન હતું. બાને પણ જાત્રા કરવી હતી. એટલે બા, બાપુજી અને અમે છોકરાંઓ, રાજકોટથી જૂનાગઢ જવા ઉપડ્યાં.

જેમ જૂનાગઢ નજીક આવતું ગયું તેમ આછો વાદળી રંગનો ગિરનાર પણ દેખાવા લાગ્યો. તેનાં અણીદાર શિખરો અને દૂર સુધી પથરાયેલા પહાડો દૂરથી ખૂબ સુંદર લાગતાં હતાં. સાંજના સાડા છ વાગતાં અમે જૂનાગઢ પહોંચ્યાં. સ્ટેશનની નજીકમાં આવેલી ધર્મશાળામાં અમે ઊતર્યાં. બીજા ઘણાં મુસાફરો અમારી માફક ગિરનારની યાત્રાએ આવ્યાં હતાં. જૂનાગઢમાં ગિરનાર જ અમારે પ્રથમ જોવો હતો. એટલે સવારે ગિરનાર ચડવાનું નક્કી કરી રાત્રે વાતો કરતાં સૂઈ ગયાં.

કૂકડો બોલવા માંડ્યો ત્યાં તો અમે જાગી ગયાં. ઝટપટ ચા પાણી પીને અમે તૈયાર થઈ ગયાં, ગાડીવાળો પણ આવી ગયો.

અમે ગિરનારની તળેટી તરફ ઊપડ્યાં. જૂનાગઢ શહેર તો હજી જાગ્યું પણ ન હતું. અમારો ગાડીવાળો અમને બધું બતાવતો હતો. ગિરનાર દરવાજા બહાર અમે થોડે દૂર ગયા ત્યાં તો ગાડીવાળો કહે, 'જુઓ આ અશોકરાજાનો શિલાલેખ આવ્યો.' અમે બધાં તે જોવા ઊતર્યાં.

પથ્થરની એક મોટી શિલા હતી. તે ઉપર કંઈક અક્ષરો કોતરેલા હતા. બાપુજીએ કહ્યું, "આ લેખ લગભગ બે હજાર વરસ પહેલાંનો છે. અશોક રાજા, જેની રાજધાની બિહાર પ્રાંતમાં હતી તે હિંદુસ્તાનનો મોટો રાજા હતો. તેણે આ લેખ કોતરાવ્યો હતો. તેમાં માણસોને ધર્મ અને નીતિની વાત કહેલી છે. લખાણ પ્રાકૃત ભાષામાં હતું એટલે અમને તો કાંઈ સમજાયું નહીં.

શિલાલેખ જોઈ આગળ ઊપડ્યાં. થોડે દૂર જતાં ગાડી અટકી: 'આ દામોકુંડ આવ્યો.' અમે બધાં ઊતર્યાં. રસ્તાની બાજુએ પાણીનો કુંડ અને એક બે મંદિર દેખાતાં હતાં. કુમાર બોલી ઊઠ્યો, 'ગિરિ તળેટીને કુંડ દામોદર ત્યાં મહેતાજી નહાવા જાય.'–અહીં નરસિંહ મહેતા રોજ નહાવા આવતા. બાપુજીએ કહ્યું, આ કુંડ ખૂબ પવિત્ર મનાય છે. હિંદુઓનું આ સ્મશાન છે. ગંગાજમના પેઠે આ કુંડમાં પણ મરેલા સંબંધીઓનાં હાડકાં નાખવા ઘણા માણસો આવે છે. અમે મંદિરમાં દર્શન કરી, પાછાં જલદી ગાડીમાં બેસી ગયાં. હવે તો ગિરનાર એકદમ નજીક લાગતો હતો. સૂરજદેવ પણ ઊગવાની તૈયારી કરતા હતા. ગિરનારનાં શિખરો ઉપર આછાં વાદળાંઓ પણ જાણે ઊંઘમાંથી ઊઠી આમતેમ ફરતાં હતાં.

તળેટી આવી. અહીં જૈનોની મોટી ધર્મશાળા છે. દૂર દેખાતું ભવનાથનું પાણી પૂરું પાડવાનું મથક પણ બાપુજીએ અમને બતાવ્યું. તેની નજીકમાં આંબાની વાડીઓ પણ સુંદર દેખાતી હતી.

ગાડીવાળાને સાંજે પાછા આવવાનું કહી અમે તો પગથિયાં ચડવા માંડ્યાં. સાથે અમારો ખાવાપીવાનો સામાન ઉપાડનાર મજૂર પણ લીધો. ઘરડાં, માંદાં અને ઉપર ન ચડી શકે તેવાં માણસોને મજૂરો ડોળીમાં ઉપર લઈ જાય છે. હવે તો અમે ખુદ ગિરનારના પ્રદેશમાં પ્રવેશ કર્યો. ચારે બાજુ પહાડ અને નાનાં મોટાં વૃક્ષો—ખાસ કરીને સાગ, ખાખરો, ટીંબરવો—વગેરે દેખાતાં હતાં. સૂરજદાદા પણ ગિરનારને પ્રકાશિત કરતા હતા. વાંદરાંઓ અમને જોઈને એક ઝાડથી બીજે ઝાડ હૂપ હૂપ કરતા કૂદતા હતા.

થોડે દૂર જતાં એક પરબ આવી. અહીં અમે ઘડીક બેઠાં. ત્યાં નજીકમાં એક મોટી પથ્થરની શિલા થોડા ટેકા ઉપર અદ્ધર લટકી રહી હતી. હમણાં એ પડશે એમ જ લાગે! પરબવાળા બાવાજી કહે જ્યારે રાણકદેવીને જૂનાગઢથી સિદ્ધરાજ ઉપાડી ગયો ત્યારે તેની પાછળ આ ગિરનાર પણ પડવા લાગ્યો. સતીએ આડો હાથ દઈ કહ્યું, “મા પડ! મા પડ! મારા આધાર! ચોસલાં કોણ ચડાવશે?” સતીના વચનથી એ પડતો અટકી ગયો.

ત્યાંથી ગયા અમે ઉપરકોટ જોવા. જેને જીતતાં સિદ્ધરાજને અને મહમદ બેગડાને ગળે પ્રાણ આવ્યા, જેના કણેકણે રા’ખેંગારનું શૌર્ય અને રાણકનું સત અંકાયાં છે, એવો આજે જિર્ણ થઈ ગએલો આ કોટ સેંકડો વર્ષે પણ જાણે છાતી કાઢીને ઊભો હોય એવો લાગે છે. ગઢની અંદર ચાર જીવતાં તળાવો છે; અનાજના મોટા કોઠાર છે. બંધ બારણે ખેતી કરી શકાય એવી પણ ઘણાં વીંઘા જમીન છે. સૈન્યને સંતાડી રાખવા જાણે બનાવ્યો હોય એવો અઘોર અને ભેદી કૂવો ને અડીકડી વાવ પણ અહીં જ છે. આ બે સ્થળોની ખ્યાતિ ઘેરઘેર ગવાય છે:

‘અડીકડી વાવ ને નવઘણ કૂવો,
ન જુએ તે જીવતો મૂઓ.’

અહીં જૈનોનાં ઘણાં દહેરાં છે. જૂના વખતનો રાજાનો મહેલ પણ છે. વસ્તુપાળતેજપાળે બંધાવેલાં મંદિર પણ છે. જૈન લોકો અહીં જાત્રાએ ખાસ આવે છે. થોડે દૂર જતાં 'પથ્થરચટ્ટી'ની જગ્યા આવી. અહીં ઊતરવાની સગવડ છે. સાધુ સેવાદાસજીની આ જગ્યામાં અમે નાસ્તો કરવા બેઠાં. ગૌમુખી ગંગાનું મીઠા ઝરણાનું



જૈનોનાં દહેરાં–ગિરનાર

પાણી પીધું. પાછા ફરતાં અહીં જ આરામ કરવાનો હતો. એટલે સામાન ત્યાં રાખી અમે આગળ ચાલ્યાં.

તે પછી ગિરનારનું પ્રથમ મોટું શિખર અંબાજી આવ્યું. ત્યાં માતાજીનું મોટું મંદિર છે. દર્શન કરી આગળ ચાલ્યાં. બીજું શિખર 'ગોરખની ટૂંક' આવ્યું. અહીં ગોરખનાથનું સ્થાનક છે. ઘણા ખાખી બાવાઓ બેઠા બેઠા ત્યાં ચલમ ફૂંકતા હતા. આ ટૂંક

ખૂબ ઊંચી છે. ત્યાંથી નીચે જોતાં દૂર દૂરનાં ગામડાં, જૂનાગઢ શહેર, ઊંડી ખીણુ, તેમાં વહેતાં ઝરણાં, અને ઝાડની ઘટા ખૂબ સુંદર લાગતાં હતાં. ત્યાંથી આગળ જરા દૂર ગુરુદત્તનું શિખર આવે છે. ત્યાં ચડતાં જરા થાક પણુ લાગે છે. અમે તો રસ્તામાં ઊગેલા વાંસની લાકડીઓ કાપી, ઝડપથી ઉપર ચઢ્યાં. વચ્ચે ગરીબ સાધુઓને સદાવ્રત આપવાની એક જગ્યા આવે છે. તે પસાર કરી છેવટે અમે ગુરુદત્તના શિખરે પહોંચ્યાં. ત્યાં એક નાનું મંદિર છે. બાવાજીએ અમને પ્રસાદ આપ્યો. અમે ખુશ થઈ પાછાં ફર્યાં. ચડતાં, ઊતરતાં, વાતો કરતાં, ગમ્મત કરતાં, ગાતાં ગાતાં છેવટે અમે થાકેલાં-પાકેલાં પથ્થરચટ્ટી આવી પહોંચ્યાં. ભૂખ પણુ કકડીને લાગી હતી. પ્રથમ તો ખૂબ નાહ્યાં. પછી બાએ બનાવેલ પૂરી, શાક અને શીરો ખૂબ આનંદથી ઉડાવ્યાં.

જમ્યા પછી ત્યાંના બાવાજીને કુમારે પૂછ્યું: ગિરનાર કેટલો ઊંચો હશે? બાવાજીએ કહ્યું. લગભગ ત્રણુ હજાર ફૂટ. કાઠિયા-વાડના ગિરનાર અને શત્રુંજય એ બે મોટા પર્વત. પાલીતાણાનો શત્રુંજય આનાથી નાનો. આપણે ત્યાં સપાટ જમીનમાં આટલો પર્વત પણુ ઊંચો લાગે. ઘણા લોકો અહીં હવા ખાવા માટે આવે છે. ગિરનાર તો સોરઠ સરકારનો મોટો ખજાનો છે. ગિરનારની આજુબાજુ ગાઉના ગાઉ ગીરનું જંગલ છે. તેમાં અનેક જાતનાં ઝાડ થાય છે. ઘર બાંધવાના સાગ, બાળવાના બાવળ વગેરે ખૂબ ઉત્પન્ન થાય છે. ઘાસચારો પણુ પુષ્કળ. અનેક જાતની ઔષધિ પણુ એમાંથી મળે. સાચું મધ પણુ અહીં જ મળે. બાવાજી ઘણા વરસથી ગિરનારમાં રહેતા હતા. અમે પૂછ્યું, 'બાવાજી, તમે તો આખો ગિરનાર ફર્યા હશો?' બાવાજી કહે, 'ઘણીવાર. દેવદિવાળી ઉપર તો લોકોનાં ટોળેટોળાં આખા ગિર-

નારની પરંકમ્મા ફરે. ભજન કીર્તન થાય. રાતના પડાવ નંખાય. દૂર દૂર સાવજની ડણુક પણ સંભળાય; અને કદીક સિંહ, દીપડા પણ અહીં જંગલમાં જોવા મળે. '

ગિરનારની ખૂબ વાતો સાંભળી ચાર વાગતાં અમે બાવાજીની વિદાય લીધી. અમે નીચે ઊતર્યાં. સાંજ થતાં તળેટીમાં આવી પહોંચ્યાં; ગાડીમાં અને બેસી ધર્મશાળામાં પહોંચ્યાં. આખે રસ્તે કુમાર તો બાવાજીએ ગાયેલો દુહો ગાયા જ કરતો હતો.

' રઢિયાળો મુજ ગીર, ગરવો ગગને શોભશે.
ને અમર રાખેંગાર, સોરઠને સોહાવશે. '

### અભ્યાસ

૧. કાઠિયાવાડમાં કયા કયા પર્વતો છે ?

૨. ગિરનાર ઉપર જોવા જેવાં સ્થળ કયાં કયાં છે ?

૩. ગિરનારના જંગલમાં તમે જાઓ તો શું જોવા જાણવાનું મળે ?

૪. દામોકુંડ શા માટે પ્રખ્યાત છે ?

૫. હિંદના કયા રાજાએ જૂનાગઢ પાસે શિલાલેખ કોતરાવ્યો છે ? તેમાં શું લખ્યું છે ?

૬. જૈન લોકો ગિરનાર શા માટે જાય છે ?

૭. રા'ખેંગાર અને રાણકદેવી વિષે તમે શું જાણો છો ?

૮. તમે કોઈ પણ પર્વત ઉપર પ્રવાસે ગયા છો ? એ પ્રવાસની હકીકત ટૂંકમાં લખો.

## ૧૬

# ન ગમે તો ન વાંચતા

[ આ વાર્તાના લેખક છે શ્રી. ઝીકુભાઈ રતનજી દેસાઈ. એવા સાદા અને ઉદ્યમી માણસ છે કે તમને જરૂર આકર્ષે. અને આખી દુનિયાના સાહિત્યને ડહોળી ડહોળીને રત્નો શોધવાં એ એમનું કામ. આવાં અનેક રત્નોનો સંગ્રહ કરીને તે બધાં તેઓ ગુજરાતને ચરણે ધરતા રહે છે. અને તે પણ એવી સરસ રીતે કે કોઈ રત્ન પરદેશી છે એવું તમને ભાગ્યે જ લાગે. આજે તેઓ અમદાવાદની મ્યુનિસિપાલિટીના પુસ્તકાલયના વ્યવસ્થાપક છે. અને આ કામ એમની પ્રકૃતિ અને પ્રવૃત્તિને બહુ જ અનુકૂળ છે. રશિયાની આ લોકવાર્તા પણ કેવી સરસ છે અને તેમણે કેવી રીતે રજૂ કરી છે તે તો વાંચતાં તરત જણાય છે. ]

એક હતો ડોસો અને એક હતી ડોસી. ડોસા ડોસીને એક દીકરો હતો. દીકરાનું નામ હતું હીરો. ડોસાના મરી ગયા પછી ડોસી અને તેનો દીકરો એમ બે જણ રહ્યાં. ડોસીએ ખૂબ સૂતર કાંત્યું હતું, અને દીકરાને મેળામાં જવાનું ખૂબ મન હતું, એટલે હીરાએ માને કહ્યું: “ મા, મને મેળામાં જવા દે. આ બધું સૂતર વેચીને હું ઘણા પૈસા લેતો આવીશ. ”

માએ રજા આપી એટલે હીરાએ સૂતરનું પોટલું બાંધ્યું, અને તે માથા પર મૂકીને મેળામાં ગયો. ત્યાં તેણે બધું સૂતર દસ રૂપિયામાં વેચ્યું. ઘેરથી રોટલા બાંધી ગયો હતો, તેની જોડે ખાવા માટે તેણે થોડું મધ વેચાતું લીધું અને પછી ઘર તરફ પાછો ફર્યો. રસ્તામાં ભૂખ લાગી એટલે એક ઝાડ નીચે તે રોટલા ને મધ ખાવા બેઠો.

એ ખાવા બેઠો હતો ત્યાં થઈને તેના ગામનો જાગીરદાર

પસાર થયો. તેણે હીરાને રોટલો ને મધ ઉડાવતો જોઈ કહ્યું: " કેમ હીરા, એકલો રોટલો તો ખવાતો નહીં હશે, જે મધમાં બોળી બોળીને ખાવા માંડ્યો !"

હીરાએ જવાબ આપ્યોઃ " અરે, આજે તો દસ રૂપિયા કમાયો છું. આજે પણ એટલી મોજ ન કરું ! વળી તમારી પાસેથી પણ બસેં રૂપિયા પડાવવાનો ઘાટ હમણાં ઘડી રહ્યો છું."

" મારી પાસેથી તો પડાવી રહ્યો." જાગીરદારે કહ્યું.

" તો ચાલો, મારો શરત. જો તમે મને જુઠ્ઠો કહો તો તમારે મને બસેં રૂપિયા આપવા. જો જુઠ્ઠો ન કહો તો મારે તમારે ત્યાં જિંદગી સુધી નોકર રહેવું."

" કબૂલ." જાગીરદારે કહ્યું.

પછી હીરાએ પોતાની વાત કહેવા માંડી.

" હું બહુ નાનો હતો, ત્યારે એક દિવસ જંગલમાં ગયો હતો. ત્યાં એક ઝાડ હતું. તેના થડમાં એક બખોલ હતી. આ બખોલમાં મરેલી મધમાખીએ મધપૂડો બાંધ્યો હતો. મેં મારો હાથ આ બખોલમાં નાંખી જોયો, પણ હાથ અંદર પેસી શકયો નહીં. પછી પગ અંદર નાંખી જોયો, પણ તે પણ પેસી શકયો નહીં. એટલે કૂદકો મારીને હું આખો જ અંદર પેઠો. અંદર જઈને મધપૂડામાંનું બધું મધ ખાઈ ગયો. ખાઈ રહ્યા પછી બહાર નીકળવા લાગ્યો. પણ બહાર શાનું નિકળાય ? ખાઈખાઈને એટલો તો જાડો થઈ ગયો હતો, કે બહાર નિકળાય એમ રહ્યું જ નહોતું. હવે શું કરવું ? પણ એમ તો હું હીરો ! હોશિયાર ખરો ને ! એટલે યુક્તિ શોધી કાઢી. દોડતોક ને ઘેર ગયો, એક કુહાડી લઈ આવ્યો; થડની એક બાજુ કાપી નાંખી, અને જેમતેમ બહાર

નીકળ્યો. પછી તરસ લાગી હતી એટલે ચાલતો ચાલતો દરિયે ગયો. પણ પાણી પીવું શા વડે? આપણે તો તરત જ માથા પરથી ખોપરી ઉઠાવીને ખોપરી ભરીભરીને પાણી પીધું. આટલે સુધી તો બરાબર ચાલ્યું. પણ પછી મારાથી ખોપરી પાણીમાં પડી ગઈ અને એ તો દૂર ને દૂર તણાતી ચાલી. એ ભરદરિયે પહોંચી ત્યાં તો એમાં બતક અને સારસે ઇંડાં મૂકવા માંડ્યાં. હવે શું કરવું? મેં મારી કુહાડી ખોપરી તરફ ફેંકી, પણ તે ઠેઠ સુધી પહોંચી નહીં. ત્રણ વખત મેં કુહાડી ફેંકી પણ એકે વખત કુહાડી ઠેઠ સુધી પહોંચી નહીં. અને આ રીતે મેં બધાં બતક તથા સારસને મારી નાખ્યાં. પણ ઇંડાં તો પોતાની મેળે જ ઊડી ગયાં. પછી તો આપણે દરિયાની તળે ડૂબકી મારી અને ત્યાં આગ લગાડી. આગ લાગી એટલે બધું પાણી બળી ગયું અને આપણે ખોપરી ઊંચકી લઇને આગળ ચાલવા માંડ્યું."

"ખૂબ કરી તેં તો હીરા," જાગીરદારે કહ્યું, "તેં કર્યું તે સાચું જ કર્યું. બીજું થાય પણ શું?"

હીરાએ વાત આગળ ચલાવી, "પછી હું લાકડાં લેવા માટે જંગલમાં ગયો. જંગલમાંનાં ઝાડ એક પછી એક કાપવા માંડ્યાં, પણ એવામાં વરુઓએ આવીને મારા બળદનું પેટ ફાડી ખાધું. પણ હું બધાંને પહોંચી વળું એવો છું. મેં તરત જ બળદનાં આંતરડાં પાછા તેના પેટમાં ગોઠવી દીધાં, અને વડની પાતળામાં પાતળી વડવાઈ લઈને તેનાથી બળદનું પેટ બરાબર સીવી લીધું. પછી મેં બધાં લાકડાં ગાડામાં ભર્યાં. ગાડાને બળદ જોડ્યો, અને ઘર તરફ જવાની તૈયારી કરી બળદને પરાણીથી હાંકવા લાગ્યો. પણ બળદ તો ત્યાંથી ખસે જ નહીં. વળી પાછી શી મુસીબત આવી પડી? જોઉં છું તો વડવાઈ એટલી તો ઊંચી વધી ગઈ

હતી કે ઠેઠ વાદળને અડકી રહી હતી. આપણને બધું ઊંચેનું જોવાનું મન થઈ આવ્યું. એટલે વડવાઈએ વડવાઈએ ઠેઠ વાદળમાં ચડી ગયા, અને શું ત્યાંનો દેખાવ? અમરાપુરી જાણે! પણ હવે અંધારું થવા આવ્યું હતું, અને ઘેર જવાનો વખત થઈ ગયો હતો, એટલે નીચે ઊતરવાનો વિચાર કર્યો. પણ નસીબ એવું વાંકું કે બળદ એની જગ્યાએથી બરાબર આ જ વખતે જરા ખસી ગયો અને વડવાઈ નીચે પડી ગઈ. હવે શું કરવું? મેં તો વાદળાંમાંથી થોડી ઘણી રજકણો લઈને તેનું દોરડું વણી કાઢ્યું, અને તેનો એક છેડો વાદળ જોડે બાંધી હું નીચે ઊતરવા માંડ્યો. ઊતરતાં ઊતરતાં અધવચ દોરડું પૂરું થઈ ગયું, એટલે યુક્તિ શોધી કાઢી. ઉપરને છેડેથી થોડું દોરડું કાપીને નીચેને છેડે બાંધ્યું. એમ ઉપરથી કાપતો જાઉં અને નીચે બાંધતો જાઉં, એમ કરતાં કરતાં નીચે ઊતરવા માંડ્યું. પણ આખરે ઉપરથી કાપવા જેટલું દોરડું પણ રહ્યું નહીં; અને પૃથ્વી તો હજી ખૂબ નીચે હતી. એવામાં ભારે પવન ફૂંકાયો અને હું આમથી તેમ પવનમાં ઝૂલવા લાગ્યો. દોરડું તૂટી ગયું અને હું પડ્યો. પડ્યો તેવો સીધો નરકમાં. જેમ તેમ કરીને હું ત્યાંથી બહાર નીકળેલો, પણ નરકમાં મેં શું જોયું? મેં ત્યાં એક જણને તેની ખાંધ ઉપર કેટલાક મૂર્ખાઓને બેસાડીને ફેરવતો દીઠો. જરા પાસે જઈને જોયું, તો તે તો તમારો બાપ જ હતો!"

"જુઠ્ઠો!" જાગીરદાર ગાજી ઊઠ્યો, "મારો બાપ નરકમાં હોય જ નહીં!"

હીરાને તો આટલું જ જોઈતું હતું. તે બોલી ઊઠ્યો: "જુઓ, તમે મને જુઠ્ઠો કહ્યો. લાવો બસેં રૂપિયા." જાગીરદારે બસેં રૂપિયા ગણી આપ્યા. તે લઈને હીરો ઘેર આવ્યો. મા તો રાજી રાજી

થઈ ગઈ. તેણે બધાં સગાંવહાલાં તથા આડોશીપાડોશીઓને મોટી જાફત આપી.

હું પણ એ જાફતમાં ગયો હતો અને ત્યાં મેં ખૂબ ચા પીધી હતી. ચા મારી દાઢીમાં થઈને અંદર ઊતરી ગઈ હતી, પણ મારું ગળું તો સૂકું જ રહ્યું હતું.

## અભ્યાસ

૧. હીરો મેળામાં શા માટે ગયો હતો ?
૨. મેળામાં જઈ એણે ત્યાં શું કર્યું ?
૩. જાગીરદાર એને ક્યાં મળ્યો ? તે વખતે હીરો શું કરતો હતો ?
૪. જાગીરદાર પાસેથી બસો રૂપિયા હીરાએ કેવી રીતે કઢાવ્યા ?
૫. હીરાએ જાગીરદારને કહેલી વાર્તામાં ક્યાંય સાચું કાંઈ છે ? તો પછી જાગીરદારે એને જુઠ્ઠો કેમ ન કહ્યો ?

## ૧૭

# રામ રાખે તેમ રહીએ



મીરાંબાઈ

[ મીરાંબાઈનાં ભજનો અત્યારે આપણે વાંચીએ કે સાંભળીએ તો તરત આપણને લાગે છે કે મીરાંબાઈએ ગુજરાત તથા રાજસ્થાનને ખરેખર ઘેલું કર્યું હશે. ભગવાનને જ જેમણે પોતાનું જીવનસર્વસ્વ અર્પણ કર્યું હતું અને જેમના હૃદયની એકેએક લાગણી ભગવાનમાં જ મગ્ન થઈ ગઈ હતી એવાં મીરાંબાઈ માત્ર ભક્ત નહીં, કવિ પણ હતાં. અને સ્ત્રી-કવિઓ તો જગત ભરમાં પણ બહુ નાની સંખ્યામાં મળી આવે છે. તો ગુજરાતમાં પણ એક આવાં સ્ત્રીકવિ હોય એ આપણે ખરેખર બહુ ગૌરવ લેવા જેવું છે. એમનાં કાવ્યોમાં હૃદયની અને શબ્દોની મીઠાશ પરસ્પર ભળી ગયેલી છે. ભગવાન પ્રત્યેનો પ્રેમ એ જ એમનો વૈરાગ્ય. ]

રામ રાખે તેમ રહીએ,
ઓધવજી, રામ રાખે તેમ રહીએ.
ઓધવજી૦

આપણે ચીઠ્ઠીના ચાકર છૈયે,
ઓધવજી રામ રાખે તેમ રહીએ.
ઓધવજી૦

કોઈ દિન રહેવાને બાગ બગીચા,
તો કોઈ દિન જંગલ રહીએ;
ઓધવજી૦

કોઈ દિન ભોજન શીરો ને પૂરી,
તો કોઈ દિન ભૂખ્યા રહીએ,
ઓધવજી૦

કોઈ દિન પહેરવાને હીરતણાં ચીર,
તો કોઈ દિન સાદા ફરીએ;
ઓધવજી૦

કોઈ દિન સૂવાને ગાદીન્ને તકિયા,
તો કોઈ દિન ભોંય પર સૂઈએ;
ઓધવજી૦

બાઈ મીરાં કે પ્રભુ ગિરિધર નાગર,
સુખ દુઃખ સરવે સહીએ;
ઓધવજી૦

## અભ્યાસ

૧. "રામ રાખે તેમ રહીએ" એટલે શું? કવિ આ કાવ્યમાં શો ઉપદેશ આપે છે?

૨. કઈ કઈ બાબતમાં સુખ અને દુઃખનો ભેદ બતાવેલો છે: એ લીટીઓ ટાંકી દર્શાવો.

૩. સુખ દુઃખ શા માટે સહેવાં જોઈએ? સુખ મેળવવા અને દુઃખ ટાળવા આપણે યત્ન ન કરવો જોઈએ?

૪. મીરાંબાઈના જીવનમાંથી એકાદ પ્રસંગ વર્ણવો.

## ૧૮

# દેશ દેશના લોકો

[ આ પાઠ શ્રી. વિઠ્ઠલરાવ ઘાટેના પુસ્તકમાંથી લીધેલો છે. શ્રી. ઘાટે મૂળ તો કવિ અને લેખક. મરાઠી સાહિત્યમાં એમણે સારી પ્રસિદ્ધિ પણ મેળવી છે. પણ પછી પડ્યા શિક્ષણના ક્ષેત્રમાં. એ ક્ષેત્રમાં એમણે એટલો બધો રસ કેળવ્યો કે ઘડીભર સાહિત્યને બાજુએ મૂકી દીધું. આજે તેઓ મુંબાઈ વિભાગના એજ્યુકેશનલ ઈન્સ્પેકટર છે અને શિક્ષણના અનેક પ્રશ્નોની ચર્ચા અને નિરાકરણ કુશળતાથી કરે છે. છતાં પેલો સાહિત્યપ્રેમ હજી જાગૃત રહ્યો છે. અને અનેકવાર ગુજરાતીઓના સંપર્કમાં પણ તેઓ આવતા રહે છે એટલે ગુજરાતી સાહિત્યનો પણ એમણે સારો પરિચય મેળવ્યો છે. શિક્ષણ અને સાહિત્ય બંને ક્ષેત્રમાંની એમની સિદ્ધિ એમનાં લખાણોમાં આપણું ધ્યાન ખેંચે છે. ]

બધાં જ માણસો સરખાં—તદ્દન સરખાં—હોત તો શું થાત ? આપણાં બધાનાં સરખાં નાક, સરખી આંખ, સરખો રંગ, સરખાં કપડાં, સરખી જ ખાવાની ચીજો, સરખી રમતો વગેરે બધું જ સરખું હોત તો આપણે એક બીજાથી કંટાળી ગયાં હોત નહીં ? આપણે એક બીજાથી જુદાં છીએ તેથી જ આપણાં મનમાં એક બીજાને વિષે જિજ્ઞાસા રહેલી છે. તેથી જ આપણે એક બીજાની ઓળખાણ કરવાની ઈચ્છા ધરાવીએ છીએ.



કાયસ્થ

આપણે ગુજરાત વિષે જ વિચાર કરીએ તો પણ આપણે

જોઈ શકીશું કે તેના જુદા જુદા ભાગમાં રહેનાર માણસો એકબીજાથી કેટલાં જુદાં લાગે છે. પંચમહાલના ભીલ, ખેડા જિલ્લાના



મદ્રાસી

ધારાળા અને પાટીદાર, અમદાવાદના ઠાકરડા અને જૈન, બ્રાહ્મણ, ક્ષત્રિય આદિ, સૂરતના દૂબળા, ઘાંચી, કાયસ્થ, નાગર, અનાવલા આદિ એકબીજાથી રહેણીકરણીમાં, બોલીમાં, ખાનપાનમાં, અને કેટલેક અંશે શરીરના વર્ણ અને આકારમાં જુદાં તરી આવે છે.

તાડ જેવો ઊંચો, ગોરો, સફેદ, અણીદાર નાકનો, હુક્કો પીનાર, કેવળ ઘઉંની રોટલી ખાનાર, અને મરચાંને કોઈ દિવસ ન અડનાર એવો પંજાબી; ઠીંગણો, કાળો, લાંબી ચોટલી રાખનાર, કેવળ ભાત અને ખૂબ મરચાં ખાનાર મદ્રાસી કરતાં તે કેટલો બધો જુદો પડે છે? બંગાળનો બાબુ માથે કંઈ જ પહેરતો નથી, જ્યારે પૂનાનો પંત સાવ વર્તુળાકાર પાઘડી પહેરે છે. સિંધનો માણસ ઊંચી છાબડી જેવી ટોપી પહેરે છે, જ્યારે યુક્તપ્રાંતનો ભૈયો હથેળી જેવડી મલમલની ટોપી પહેરે છે. આપણે ઘણાં ખરાં ઘરબાર વસાવીને રહીએ છીએ, જ્યારે ભરવાડ, વાઘરી, રબારી વગેરે લોકો હંમેશાં ભટકતા હોય છે. આપણે શહેરમાં રહીએ છીએ, જ્યારે ભીલ, ગોંડ વગેરે લોકો ભયાનક જંગલોમાં અને ડુંગરોમાં વસે છે.



પંજાબી

આપણે હિંદુસ્તાનમાં રહેનાર લોકો જો એટલા બધા જુદા જુદા પ્રકારના હોઈએ તો પૃથ્વી ઉપરના જુદા જુદા દેશમાં રહેનાર લોકો કેટલાયે જુદા જુદા પ્રકારના હશે? હિંદુસ્તાન કરતાં પૃથ્વી કેટલાયે ગણી મોટી છે. એટલે ધરતી પરના જુદા જુદા દેશમાં રહેનાર લોકોની રહેણી કરણી બહુ જ મનોરંજક હોય તેમાં શી નવાઈ? બીજા દેશના લોકોનાં કપડાં, ઘરો, રીતરિવાજ, ઉદ્યોગધંધા, વગેરે આપણાં-થી જુદાં હોય છે. તેથી તે લોકો આપણને વિચિત્ર લાગે છે. પણ તેથી કરીને આપણે તેમને હસી નહીં કાઢીએ. આપણે પણ તેમનાથી જુદાં છીએ, તેમને વિચિત્ર લાગીએ છીએ. તેઓ આપણને હસી કાઢે તો તે આપણને ઠીક લાગે? નહીં જ તો.


દક્ષિણી

પરમેશ્વરે માણસને જે ઠેકાણે અને જે પરિસ્થિતિમાં ઉત્પન્ન કર્યો છે તે ઠેકાણે અને તે પરિસ્થિતિને અનુકૂળ રીતે તેને રહેવું પડે છે. તેમાં ખરાબ કશું જ નથી અને હસવા જેવું પણ કશું ય નથી. ઊલટું વિકટ પરિસ્થિતિમાં રહેવાને ફરજ પડી હોવા છતાં કેટલાક લોકો ખંત, મહેનત અને ડહાપણથી ત્યાં ટકી રહે છે. એટલું જ નહીં, પણ પરિ-સ્થિતિની સામે ટક્કર ઝીલીને પોતાની સ્થિતિ સુધારે છે તેથી આપણે તેમનાં વખાણ કરવાં જોઈએ.


ભૈયો

પૃથ્વીના બધા જ ભાગો કંઈ એકસરખા નથી. કેટલેક ઠેકાણે સપાટ મેદાનો છે, જ્યારે બીજે કોઈ સ્થળે ઊંચા ડુંગરો છે. ક્યાંક ક્યાંક ઉજ્જડ રણો છે, તો ક્યાંક ગીચ વસતીનાં શહેરો છે. કેટલેક સ્થળે ભયંકર ટાઢ છે તો કેટલેક ઠેકાણે એટલી જ ભયંકર ઉષ્ણતા છે. કેટલેક સ્થળે વરસાદ બિલકુલ વરસતો નથી, જ્યારે કેટલેક ઠેકાણે હંમેશ મૂશળધાર વરસાદ વરસે છે.

જેમ જેમ પ્રદેશ ઊંચો તેમ તેમ ત્યાં ટાઢ વધારે. મેદાન કરતાં ડુંગર ઉપર હવા વધારે ઠંડી હોય છે. આબુનો પર્વત પાલણપૂરથી માત્ર થોડા જ ગાઉ ઉપર આવેલો છે, છતાં આબુની હવા ઉનાળામાં ઠંડી હોય છે. જ્યારે થોડાક માઈલ ઉપર મેદાનમાં આવેલા પાલણપૂરમાં તે વખતે ગરમી હોય છે. આ કારણને લીધે એક જ કટિબંધમાં નજીક નજીક આવેલા પ્રદેશોમાં યે ઉષ્ણતા અને અજવાળાની બાબતમાં ઘણો ફરક જણાય છે.

ઉપર કહેલા જુદા જુદા પ્રદેશોમાં રહેનાર માણસો તે તે સ્થળની પરિસ્થિતિ મુજબ જુદા જુદા પ્રકારનાં બની જાય છે. ‘ દેશ તેવો વેશ ’ એવી એક કહેવત છે. જેવો દેશ તેવો વેશ હોય છે એટલું જ નહીં, પણ ખાવાના પ્રકારો, ઘરબાર, ઉદ્યોગધંધા, રીતભાત, વગેરે પણ દેશ પ્રમાણે જુદાં જુદાં હોય છે. મનુષ્ય પોતાની આસપાસની પરિસ્થિતિનો ગુલામ હોય છે, એમ કહીએ તો ચાલે. તે ઘર કેવી રીતે બાંધે, તે શું ખાય, તે શું પહેરે, તે શો ઉદ્યોગધંધો કરે, તે કેવી રીતે રહે અને વર્તે આ બધું તે જે દેશમાં રહે છે તે ઉપરથી નક્કી થાય છે. અને તેને એ બધું મૂગે મોંએ સ્વીકારવું પડે છે.

તો પણ મનુષ્યોમાં અને મૂગાં જાનવરોમાં ફેર છે. મનુષ્યને બુદ્ધિ છે, ઇચ્છાશક્તિ છે તથા મહત્ત્વાકાંક્ષા છે; પોતાની જિંદગી

સુખમાં પસાર થાય એને માટે તે ફાંફાં મારે છે તેથી વિકટ પરિસ્થિતિ હોય તો પણ તેની સામે ટક્કર ઝીલીને તે પોતાનાં સુખ તથા સગવડો નિર્માણ કરે છે. પરિસ્થિતિ અને માણસ વચ્ચેની અથડામણ બહુ મનોરંજક હોય છે. કેટલેક ઠેકાણે તો પોતાને પ્રતિકૂળ એવી પરિસ્થિતિ, પોતાના અથાગ પ્રયત્નથી અને બુદ્ધિથી સાવ બદલી નાંખી પોતાને મનગમતી સગવડો ભરેલી પરિસ્થિતિ માણસ પેદા કરે છે.

### અભ્યાસ

૧. જગતમાં બધાં જ માણસો સરખાં હોત તો શું થાત ?

૨. હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં રહેનારા કેટલી જાતના માણસો તમે જોયા છે ? એ બધામાં તમને શો ફેર લાગ્યો છે ?

૩. જંગલમાં રહેનારા માણસો પોતાનું ગુજરાન કેવી રીતે કરતા હશે ?

૪. હિંદુસ્તાનના લોકો ધોતિયું કે પહોળો લેંઘો પાતળું પહેરણ, ચંપલ અને હલકી ટોપી પહેરે છે; જ્યારે યુરોપમાં લોકો પાટલૂન, જાકીટ, કોટ, બૂટ, મોજાં અને હેટ પહેરે છે. પોશાકમાં આ ભેદ શા માટે હશે ?

૫. માણસને પોતાની આસપાસની પરિસ્થિતિનો ગુલામ શા માટે કહ્યો છે ?

૬. તમે હિમાલયને પ્રવાસે જવાના હો તો સાથે કયાં કયાં કપડાં લઈ જાઓ તેની યાદી બનાવો. એવી જાતનાં કપડાં પસંદ કરવાનું કારણ શું ?

## ૧૯

# જમણો કે ડાબો



કાકા કાલેલકર

[ શ્રી. દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકરને આપણે કાકા કાલેલકર તરીકે ઓળખીએ છીએ. તેઓ જબરા વિચારક અને તેટલા જ જબરા લેખક છે. તેમના વિશાળ જ્ઞાનમાં નાના મોટા અનેક વિષયોનો સમાવેશ થાય છે. ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવામાં એમનો ફાળો બહુ મોટો છે. ગંભીર છતાં રમૂજ અને કટાક્ષવાળું તેમનું લખાણ હોય છે. આપણી સંસ્કૃતિનું દર્શન એમનાં લખાણોમાં અવશ્ય થાય છે. એમની કલ્પના કવિના જેવી રસપૂર્ણ હોય છે. તેમની આત્મકથા તે સ્મરણયાત્રા. એમાંનું એક પ્રકરણ તે આ પાઠ. ]

માબાપનો જે સૌથી નાનો છોકરો હોય છે તે જલદી મોટો થતો નથી. મારી દશા એવી જ હતી. હાથે જમવાનું પણ શીખવાનું હોય છે એનો ખ્યાલ સરખો મને આવ્યો ન હતો. આઈ ખવડાવે, આક્કા ખવડાવે, અથવા ‘વહિની’ (ભાભી) ખવડાવે. કેટલીયે વાર બાબા ચિડાઈને કહેતા, ‘આટલો મોટો ઘોડા જેવો થયો છે, ને હજી પોતાને હાથે જમતો નથી?’ આવી ટીકાથી મને

માઠું તો લાગતું, પણ એને પરિણામે પોતાના જીવનમાં કે ટેવમાં ફેરફાર કરવાનું તો મને સૂઝયું જ નહીં.

એક દિવસ ઘરમાં બધાં લોકોએ એક કાવતરું રચ્યું. આખો દિવસ કૂદંકૂદા કરીને સાંજે હું ઊંઘી ગયો હતો. ત્યાંથી મને ઉઠાડીને રસોડામાં લઈ ગયાં. મારી આગળ એક થાળી મૂકવામાં આવી. ત્યાં વિષ્ણુએ ચીમીને બોલાવીને કહ્યું, "ચીમી, આ થાળીમાં ભાતદાળ ભેળવી તૈયાર કર." ચીમી મારી ભત્રીજી, મારા કરતાં દોઢ વરસે નાની. ચીમીએ ભાતદાળ તૈયાર કર્યાં. પછી વિષ્ણુએ ચીમીને કહ્યું, "હવે આ દત્તુને જમાડ." ચીમીએ એક કોળિયો હાથમાં લઈને મારા મોઢા–આગળ આણ્યો. મેં ઠંડે પેટે મોઢું ખોલીને કોળિયો લીધો. બધાં હસવા લાગ્યાં. ભત્રીજી કાકાને ખવડાવે છે, છતાં એ શરમાતો નથી! પછી મને ખબર પડી કે મારી ફજેતી થઈ છે! હું શરમાયો અને બીજો કોળિયો લેવાની મેં ના પાડી. તે જ ક્ષણે પોતાને હાથે જમવાનો મેં નિશ્ચય કર્યો.

પણ કયે હાથે જમાય છે એની કોને ખબર? હું મૂંઝાયો. સામે બેઠેલાંના તરફ મેં જોયું. અને તેમનું અનુકરણ કરવા જતાં ડાબો હાથ થાળીમાં નાખ્યો. અરીસામાં જેમ થાય છે તેવું થયું. વિષ્ણુએ બીજી વાર ટીકા કરી, "જુઓ, આ ઘોડાને જમણો હાથ કયો ને ડાબો કયો એ પણ સમજાતું નથી." પછી હું પિતાશ્રી પાસે એમની જોડે બેસીને જમવા લાગ્યો. બે ત્રણ વાર ભૂલો કર્યા પછી મન સાથે નક્કી કર્યું કે એ શાસ્ત્રમાં આપબુદ્ધિ કામની નથી. પછી તો રોજ જમતાં પહેલાં પિતાશ્રીને છડેચોક પૂછતો, જમણો હાથ કયો? એક વાર જમણો હાથ એંઠો થયો એટલે આપણે સુરક્ષિત. એક દિવસ અચાનક મેં એક શોધ કરી કે,

મારા જમણા કાનમાં બે મોતીની એક વાળી હતી. મેં સિદ્ધાંત તારવી કાઢ્યો કે, જે બાજુના કાનમાં વાળી છે તે જમણી બાજુ; એ બાજુના હાથે જમાય. પછી તો રોજ જમવા બેસતાં પહેલાં હાથ બંને કાનને અડકાડી જોતો, ને જે કાનમાં મોતી હાથ આવે તે બાજુના હાથે જમવાનું શરૂ કરતો. જમણા કાનની મારી આ તપાસ કોઈના ધ્યાનમાં ન આવી, કેમ કે બહુ ચાલાકીથી હું એ કામ પતાવી દેતો.

નાનપણમાં અમારે બૂટ પહેરવા પડતા. અમારું ઘર જૂની ખાનદાની વાળું. તેમાં અંગ્રેજી ફેશનનો પ્રવેશ થયેલો ન હતો. અંગ્રેજી ફેશન સાથે જે એક રોફ હોય છે અને ગરીબો પ્રત્યે તુચ્છતાનો ભાવ હોય છે તે અમારા ઘરમાં આણનાર કોઈ હતું નહીં. છતાં દેખાદેખીથી કેટલીક પરદેશી વસ્તુઓ તો આવી જ ગઈ હતી. મારે નસીબે એક રેશમી ફરાક અને વિલાયતી બૂટ પહેરવાનું આવ્યું. ફરાક તો જાણે પહેરતાં ઝાઝી મુશ્કેલી ન પડી. પણ બૂટમાં જમણો ડાબો એવી બે નાતો હતી. મારે રોજ સવારે ઊઠીને પિતાશ્રીને પૂછવું પડતું કે જમણો કયો ને ડાબો કયો ? એમણે કેટલાયે દિવસ સુધી પગ અને બૂટના આકારનું સાદૃશ્ય સમજાવવાનો પ્રયત્ન કર્યો; પણ મારા મગજમાં કેમે કર્યે એ ઊતર્યું નહીં.

હું નથી માનતો કે પિતાશ્રીની સમજાવવાની શક્તિ ઓછી હશે. એમ પણ નથી માનતો કે મારી સમજશક્તિ છેક બૂઠી હશે. છતાં એ શાસ્ત્ર હું શીખી ન શકયો. એમની સમજાવવાની દિશા અને મારી સમજવાની દિશા જુદી પડતી; બેનો મેળ ખાતો નહીં. માનસશાસ્ત્રના અભ્યાસીઓએ આવા દાખલા કેટલાયે જોયા

હશે. કોઈ ગણિતનો વહેવારુ દાખલો બે જણ મેઢથી ગણતા હોય ત્યારે બંને જણની ગણવાની દિશા જુદી હોય છે, અને એક શું કરે છે તે બીજો સમજી શકતો નથી.

પછી તો બંને બૂટ અભેદબુદ્ધિથી ગમે તેમ હું પહેરવા લાગ્યો, અને થોડા જ દિવસમાં એમનો આકાર મેં એવો તો કરી મૂક્યો કે, પછી પિતાશ્રી પણ ઓળખી ન શકે કે કયો જમણો ને કયો ડાબો ?

### અભ્યાસ

૧. 'નાનો છોકરો જલદી મોટો થતો નથી.' એ શી રીતે ખરું છે ?

૨. દત્તુએ જાતે જમવાનો નિશ્ચય કેમ કર્યો ?

૩. જમણો હાથ કયો તે ઓળખી કાઢવા દત્તુએ શી યુક્તિ શોધી ?

૪. પગરખાંની બાબતમાં અભેદબુદ્ધિ શા માટે તેને રાખવી પડી ?

૫. બાળપણમાં તમને થયેલો આવો કોઈ અનુભવ યાદ કરી લખો.

૬. ખાલી જગ્યા પૂરોઃ—(૧) ——— જેવું સ્વચ્છ. (૨) ——— જેવું ગરીબ. (૩) ——— જેવો ઊંચો. (૪) ——— જેવો મૂર્ખ. (૫) ——— જેવું ધોળું.

૭. માનસશાસ્ત્ર જેવાં બીજાં શાસ્ત્રોનાં નામ જણાવો.

# સ્વર્ગને બારણે

[ ટૉલ્સ્ટૉય તો રશિયાના મહાન લેખક. તે જે કાંઈ લખતા તેની પાછળ હમેશાં એક મહાન ઉદ્દેશ રાખતા. લોકો તેમનું લખાણ વાંચીને નીતિ, સત્ય, સદ્‌ગુણ વગેરેનું જીવનમાં કેટલું મહત્ત્વ છે એ સમજે અને પોતે હોય તેના કરતાં વધારે સારા બને એ એમનો આશય હતો. એટલે ઘણી વાર એમની વાર્તાઓ આપણને જીવનમાં માર્ગદર્શક બને એવી હોય છે. એમની એક વાર્તાનું અહીં ગુજરાતીમાં રૂપાંતર સ્વ. ભોગીંદ્રરાવ દીવેટિયાએ કર્યું છે. આવાં રૂપાંતરો કરવામાં સ્વ. ભોગીંદ્રરાવ એટલા કુશળ હતા કે મૂળ વસ્તુ પરદેશી છે એવું કોઇને ભાગ્યે જ જણાય. ઘણી ટૂંકીવાર્તાઓ અને નવલકથાઓ તેમણે ગુજરાતને આપી છે. ]

પાનાચંદના પિતા પાસે અઢળક ધન હતું, એકનો એક દીકરો હતો, અને સોબતીઓ એવા મળ્યા હતા કે પાનાચંદ નાનપણથી જ સર્વ વાતે પૂરો હતો. એના જેવો કપટી, દગાખોર, વ્યસની ભાગ્યે જ બીજો કોઈ હશે. શરીરમાં હાલવા ચાલવાની શક્તિ રહી ત્યાં સુધી પોતાના દુર્ગુણમાં તે રચ્યોપચ્યો રહ્યો. તેણે એક પળવાર પણ પરમેશ્વરનું નામ ન લીધું. દેવમંદિર કેવાં હશે તે જોયું નહોતું.

તે મરવા પડ્યો ત્યારે પણ પશ્ચાત્તાપની નિશાની ન મળે. અંતકાળ પાસે આવ્યો, ત્યારે તેના જીવને ખોળિયામાંથી નીકળતાં નવનેજા થયા. અંતે કોણ જાણે કેમ આટલું ખરા પસ્તાવાથી બોલ્યો, “હે! દયાનાથ! કૃપા કર ને ક્ષમા આપ.” આટલું કહેતાં જ તેનો જીવ નીકળી ગયો.

પાનાચંદનો જીવ ઊડીને સ્વર્ગના બારણા પાસે આવ્યો ને સ્વર્ગનાં બારણાં ખખડાવ્યાં.

અંદરથી અવાજ આવ્યો.

" સ્વર્ગનાં બારણાં કોણ ખખડાવે છે ? મૃત્યુલોકમાં શાં શાં કર્મો કર્યાં હતાં ? " જગતમાં કરેલાં તમામ કર્મોની યાદી વંચાઈ. એક પણ સત્કાર્ય નહોતું.

અંદરથી અવાજ આવ્યો.

" પાપીઓને સ્વર્ગમાં પેસવાની મનાઈ છે, માટે અહીંથી ચાલ્યા જાઓ. "

પાનાચંદનો જીવ બોલ્યો—" હે મહાત્મા ! હું આપનો અવાજ સાંભળું છું પણ જોઈ શકતો નથી. આપનું નામ કહેશો ? "

" હું વાલ્મીકિ છું. "

પાનાચંદનો જીવ—" હે ! મહાત્મા ! મારા ઉપર કૃપા કરો ! પરમકૃપાળુ પરમેશ્વરની દયા અગાધ છે તે તમે સમજો છો, ને માણસ જાતની નબળાઈ આપ જાણો છો. આપનું જીવન કેવું હતું ? અરણ્યમાં તીર કામઠું લઈ, જતા આવતા વટેમાર્ગુને મારી નાખતા, લૂંટતા ને હજારો નિરાધાર પ્રાણીઓના નિસાસા લેતા તે દિવસો ભૂલી ગયા કે ? નારદઋષિની કૃપાથી આપને જ્ઞાન થયું અને શ્રીરામચંદ્રનાં યશોગાન ગાઈ પુણ્યશાળી બન્યા તે દિવસો ભૂલી જાઓ છો કે ? આપ જેવાને એવું થયું તો અમારા જેવા પામર પ્રાણીનું શું ગજું ? હવે પસ્તાઉં છું તે આપ સમજો છો, પછી દાખલ કરવામાં શો વાંધો છે ? "

અંદરથી વળી બીજો અવાજ આવ્યો.

" બહાર કોણ ઊભું છે ? ને જગતમાં તેનું જીવન કેવું હતું ? "

પાનાચંદના કર્મની યાદી ફરીને વંચાઈ અને એક પણ સત્કર્મ જણાયું નહીં એટલે અવાજ નીકળ્યો.

" ચાલ્યો જા ! આવા પાપીઓ અમારી સાથે સ્વર્ગમાં રહી શકે એમ નથી. "

જીવ—" હે ભગવાન ! હું તમારો અવાજ સાંભળું છું પણ દેખી શકતો નથી. આપનું નામ શું ? "

અંદરથી અવાજ આવ્યો " હિરણ્યકશ્યપુ. "

જીવ—" હે રાક્ષસરાજ ! તમને પ્રભુની દયાનો અનુભવ છે. તમે પ્રભુને કેટલા ધિક્કારતા હતા છતાં તેણે તો તમારો ઉદ્ધાર કર્યો. માણુસની નબળાઈ–પામરતા સમજો છો. તમે ગુરુને, બાલકને, સ્રીને, બ્રાહ્મણને, પરમેશ્વરના ભક્તોને રીબાવી રીબાવીને માર્યા હતા. આટલો વૈભવ–પૈસા છતાં દાનધર્મ કર્યાં નહતાં, અને મારી પેઠે જ જીવન ગાળ્યું હતું, છતાં તે જ પ્રભુએ તમારા ઉપર દયા કરી, તમને–તમારા પાપને સંહારી તમારો ઉદ્ધાર કર્યો છે તો તમે મને દાખલ નહીં થવા દો ! જે દયા તમને મળી તે દયા મને નહીં આપો ! "

અવાજ બંધ થયો ને સર્વત્ર શાંતિ પ્રસરી. પાનાચંદના જીવને એમ થયું કે આ ફેરી તો બારણાં ઉઘાડશે જ; પણ આશા નકામી ગઈ. વળી અડધો કલાક વાટ જોઈ પાનાચંદના જીવે સ્વર્ગનાં બારણાં ઠેલ્યાં ને અંદરથી અવાજ આવ્યો —

" કોણ છે ? તમે કેવું જીવન ગાળી આવ્યા છો ? " પાનાચંદના કર્મોની યાદી ત્રીજી વખત વંચાઈ, છતાં એક કામ–એક સત્કર્મ નીકળ્યું નહીં. અંદરથી અવાજ આવ્યો—

"જા ! ચાલ્યો જા ! પાપીઓનો સ્વર્ગમાં પ્રવેશ થઈ શકતો નથી."

" હે દીનાનાથ ! આપનો અવાજ સાંભળું છું પણ આપનાં દર્શન થતાં નથી. આપનું નામ કહેવા કૃપા કરશો ? "

" મારું નામ ગૌતમ બુદ્ધ છે. "

પાનાચંદનો જીવ હર્ષથી વેંત વેંત કૂદ્યો ને બોલ્યો, "હે પ્રભો ! હવે મને અંદર દાખલ કરવામાં આવશે એ ખાતરી છે. હે પ્રભો ! જગતમાં પરમ કૃપાળુ પરમેશ્વરનો સ્નેહ–પ્રાણીમાત્ર ઉપરનો સ્નેહ–શી વસ્તુ છે તે તમે જ દર્શાવનાર હતા. જ્યાં સ્નેહ ત્યાં ઈશ્વર, સ્નેહ એ જ ઈશ્વર. તિરસ્કારને વૈર સામા તિરસ્કારથી નષ્ટ થતાં નથી પણ સ્નેહથી જ નષ્ટ થાય છે, એ સૂત્ર શીખવનાર આપ જ છો. પ્રાણીમાત્ર ઉપર, ઊંચ નીચ સર્વ ઉપર, સમાન પ્રીતિ રાખવા આપે નહોતું શીખવ્યું ? પ્રાણી માત્ર ઉપર, પાપી ઉપર પણ સ્નેહ રાખવા, સ્નેહથી જ ઉદ્ધાર કરવા આપે બોધ નહોતો કર્યો ? તો પછી મારા ઉપર આપ તિરસ્કારની નજરે શી રીતે જોઈ શકશો ? આપે કોઈનો–પશ્ચાત્તાપથી શરણે આવેલાનો તિરસ્કાર કર્યો નથી. આપનો સ્નેહ કોઈને નથી મળ્યો એમ બન્યું નથી, તો પછી મને કહાડી મૂકવા આપ કેમ તૈયાર થયા છો ? કાં તો ! 'પાપી ઉપર પણ દયા ને સ્નેહ રાખો, દુશ્મનને પણ ચાહો' એ શબ્દ નથી બોલ્યા એમ કહો, અગર મારા ઉપર દયા લાવી સ્નેહ રાખી અંદર દાખલ કરો. પ્રભો ! દયા કરો ! ક્ષમા કરો !"

પાનાચંદની આંખમાંથી આંસુ વહ્યાં જતાં હતાં, આંખો મિચાયેલી હતી, ત્યાં સ્વર્ગનાં દ્વાર ઊઘડ્યાં. સ્નેહમય ગૌતમ બુદ્ધ, જગતવંદનીય બુદ્ધદેવ દોડતા આવી પાનાચંદને ભેટ્યા અને સપ્રેમ સ્વર્ગમાં લઈ ગયા.

### અભ્યાસ

૧. આ લોકમાં પાનાચંદે કેવાં કર્મો કર્યાં હતાં ?
૨. વાલ્મીકિને પાનાચંદે શો જવાબ આપ્યો ?
૩. હિરણ્યકશ્યપુનું પૃથ્વી ઉપરનું જીવન કેવું હતું ? તો પછી એને સ્વર્ગમાં સ્થાન કેમ મળ્યું ?
૪. પાનાચંદને સ્વર્ગમાં કોણે દાખલ કર્યો ?
૫. ગૌતમબુધ્ધે જગતને શો ઉપદેશ આપ્યો હતો ?

## ૨૧

# વાંસળી વેચનારો



[ શ્રી. ઉમાશંકર જોશીને ગુજરાત ઓળખવા માંડ્યું એમના ' વિશ્વ-શાંતિ'ના કાવ્યથી. તે પછી તો તેમનાં કાવ્યસંગ્રહો, નાટકો અને ટૂંકીવાર્તાઓ પણ ગુજરાતને મળ્યાં છે. આજે તેઓ અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં ઉચ્ચતર શિક્ષણનું અને સંશોધનનું કાર્ય કરી રહ્યા છે. એમની પાસેથી ભવિષ્યમાં ગુજરાતને હજુ ઘણું મળવાનું છે. આ કવિતામાં વાંસળીનું રહસ્ય એમણે દૃષ્ટાંત આપીને સરસ રીતે સમજાવ્યું છે. અને કવિ જે સમજાવે તે હમેશાં સરસ તો હોય જ. એક નાની સરખી નવલકથા પણ એમણે લખી છે. ]

" ચચ્ચાર આને !<br>
  હેલી અમીની વરસાવો કાને !<br>
ચચ્ચાર આને !<br>
  હૈયાં રૂંધાયાં બહુલો ન શાને ? "

"ચચ્ચાર આને !"
 ના કોઈ માને,
અને ખભે વાંસળીજૂથ એનું
 થયું ન સ્હેજે હળવું, ભમ્યો છતાં.

"ચચ્ચાર આને !
 લો, ને રમો રાત દી સ્વર્ગતાને !"
"ચચ્ચાર આને !"
 'દે એક આને'

"ના, ભાઈ, ના ! ગામ જઈશ મારે;
છો ના ખપી ! ઇંધણુથી જશે નહીં.
ચચ્ચાર આને ! બસ ચાર આને !"

પાછા વળંતાં પછી જૂથમાંથી
ખેંચી મઝાની બસ એક બંસી,
આષાઢની સાંજની ઝર્મરોમાં
સૂરો તણા રંગધનુ ઉડાવતી
એણેય છોડી ઉરમાંથી ઝર્મરો.

જીવંત આવી સુણી જાહિરાત, કો
બારીમહીંથી જરી બ્હાર ઝૂકતી,
બોલાવતી તાલીસ્વરેથી બાલા.
હવે પરંતુ લયલીન કાન;
ઘરાકનું લેશ રહ્યું ન ભાન.

## અભ્યાસ

૧. વાંસળી વેચનાર ફેરીવાળો શી બૂમ પાડતો હતો ? શાક, દાતણ, ફળ, રમકડાં અને ચણા વેચનારા શી બૂમો પાડી લોકોનું ધ્યાન ખેંચે છે ?

૨. એક આને વાંસળી માગનારને વેચનારાએ શો જવાબ આપ્યો ?

૩. રંગધનુ તમે જોયું છે ? તે ક્યારે આકાશમાં દેખાય ? તેનું વર્ણન આપો.

૪. કવિ જાહેરાતને જીવંત શા માટે કહે છે ?

૫. વાંસળી વેચનારે બાલાને કાં જવાબ ન આપ્યો ?

૬. શાક વેચનાર અથવા દાતણ વેચનાર વિશે પંદરેક લીટી લખો.

# કોલસો

[ શ્રી. યશવંત નાયક વિજ્ઞાનના એક લેખક તરીકે ગુજરાતને જાણીતા છે. આપણા રોજના જીવનમાં પણ આપણે વિજ્ઞાનનાં કેટલાંયે સત્યો અનુભવીએ છીએ. છતાં તે બધાં આપણા લક્ષમાં આવતાં નથી. શ્રી. યશવંત નાયક ઘણીવાર આવાં સત્યો આપણને સમજાવે છે. તેઓ વિજ્ઞાનના અધ્યાપક છે એટલે એ વિષય સાથે તો એમનો નિત્યનો અને નિકટ પરિચય હોય એ સ્વાભાવિક છે. પણ તે ઉપરાંત સતત લેખનના મહાવરાથી એમણે સરસ શૈલી પણ પ્રાપ્ત કરી લીધી છે. એમનાં વિજ્ઞાનનાં પુસ્તકો પણ ગુજરાતમાં બહુ લોકપ્રિય થયાં છે. ]

નાનો દિનુ કોલસાના ટુકડા વડે જમીન ઉપર લિસોટા કાઢતો હતો. વિનુ પેન્સિલની અણી કાઢતો હતો. એટલામાં વિનુ અને દિનુના બાપા વસંતરાય આવ્યા. વસંતરાયે દિનુના હાથમાંથી કોલસો લઈ લીધો અને વિનુની પેન્સિલની અણી કાઢી આપી. દિનુના હાથ ધોઈ વસંતરાય બોલ્યા, “ દિનુ ! કોલસાથી હાથ અને જમીન કાળાં થાય. તારે લખવું હોય તો પેન્સિલથી કાગળ ઉપર લખવું.” વિનુએ પૂછયું, “ બાપુ ! કોલસાની પાતળી સળી કરી કાગળ પર લખાય કે નહિ ?” વસંતરાયે જવાબ આપ્યો, “ તારી પેન્સિલમાં કોલસાની સળી છે કે બીજું કંઈ ?” વિનુએ જવાબ આપ્યો, “ એમાં સીસાની સળી હશે કારણ કે એને સીસાપેન પણ કહેવામાં આવે છે.”

વસંતરાય બોલ્યા, “ ના, ભાઈ ! પેન્સિલમાં પણ એક જાતની કોલસાની સળી જ આવે છે. કોલસાની અનેક જાતો છે.

ચૂલામાં બળતાં લાકડાંનો કોલસો, ભઠ્ઠીમાં બાળવાનો લાકડિયો કોલસો, અને આગગાડીના ઍન્જિનમાં વપરાતો કોલસો, એ સર્વે કોલસાની જુદી જુદી જાતો જ છે. એ જ પ્રમાણે પેન્સિલની અંદરની સળી ગ્રેફાઈટ નામના કોલસાની એક જાતમાંથી બનેલી છે. સૌથી કિંમતીમાં કિંમતી હીરા પણ કોલસાની એક જાત છે. ”

વિનુ બોલી ઊઠ્યો, “ બાપુ તમે મશ્કરી કરો છો. હીરો તો સફેદ અને ચળકાટવાળો છે અને કોલસો તો કાળો છે. ”

વસંતરાયે જવાબ આપ્યો, “ ના, હું મશ્કરી નથી કરતો. કોલસાની અનેક જાતોમાં હીરો પણ એક જાત છે. હીરા કાળા પણ હોય છે. હીરાને ખૂબ ગરમ ભઠ્ઠીમાં ભૂલે ચૂકે નાંખવામાં આવે તો તે કોલસાની પેઠે બળી જાય છે. ”

વિનુ બોલી ઊઠ્યો, “ જો એમ હોય તો ખરેખર એ બહુ આશ્ચર્યની વાત કહેવાય. મને કોલસાની બધી જાતો વિષે વાત કહો. ”

વસંતરાયે સમજાવવા માંડ્યું, “ બધી જાતના કોલસા મોટે ભાગે ઝાડમાંથી પેદા થાય છે. સૂકાં લાકડાં ચૂલામાં બાળવાથી પોચો, હલકો, છિદ્રાળુ અને કાળો કોલસો બને છે. એ કોલસો છિદ્રવાળો હોવાથી પાણી શોષી શકે છે, ઝટ ભાંગી શકાય છે, અને પોચો હોવાથી એના વડે લિસોટા પડી શકે છે. એ કોલસાને ભઠ્ઠીમાં બાળી શકાય છે.

શહેરમાં વેચાતો ભઠ્ઠીમાં બાળવાનો લાકડિયો કોલસો પ્રમાણમાં ભ.રે, ઓછો છિદ્રાળુ અને સખત હોય છે. લાકડું ચૂલામાં બળે ત્યારે ભડકો થઈ ધૂમાડો નીકળે છે. કોલસો બાળવાથી ધૂમાડો નીકળતો નથી અને ભડકો પણ થતો નથી. ધૂમાડાથી ઘર કાળાં

પડે તેથી શહેરમાં લાકડિયો કોલસો જ વાપરવા દેવામાં આવે છે. સૂકાં લાકડાંની મોટી ભઠ્ઠી બનાવી ચારે બાજુથી બંધ કરીને બાળવામાં આવે છે. નીચેથી હવા દાખલ કરી ધૂમાડો થાય તેને ઉપરથી બહાર કાઢવામાં આવે છે. ધીમે તાપે અને ઓછી હવામાં બળવાથી એ લાકડાંમાંનો ઝટ બળી જાય તેવો અને ધૂમાડો પેદા કરે તેવો ભાગ બળી જાય છે, બાકીનો કોલસાનો સારી રીતે બળે તેવો ભાગ જેમનો તેમ રહે છે.

ગાડીના ઍન્જિનમાં વપરાતો કોલસો, પેન્સિલમાં વપરાતો ગ્રેફાઈટ અને હીરો એ સર્વે જમીનમાં દટાયેલા મળી આવે છે. ઘણા જૂના સમયમાં જમીનનાં પડો નીચે ઊતરવાથી તેની ઉપર આવેલાં ગીચ જંગલો પાણીના પૂરની સાથે ઘસડાઈ આવતી માટીનાં પડોમાં દબાઈ ગયાં હતાં. લાંબો વખત જમીનનાં પડમાં દબાઈ રહેવાથી એ લાકડાં કાળાં પડીને કોલસા રૂપે સખત થઈ ગયાં હતાં. એ કોલસાને ખોદકામ કરી બહાર કાઢવામાં આવે છે. જમીનમાં આ કોલસાનાં પડો હોય તેને કોલસાની ખાણ કહેવામાં આવે છે, અને આ કોલસાને ખનિજ કોલસો કહેવામાં આવે છે.

જે ઠેકાણે ઘણા લાંબા કાળ સુધી અને ઘણે ઊંડે કોલસાનાં પડો દટાઈ રહ્યાં હોય ત્યાં પેન્સિલમાં વપરાતું ગ્રેફાઈટ મળી આવે છે. એનાથી પણ ઊંડાણમાં અને વધુ વખત સુધી દટાયેલાં પડોમાંથી હીરા મળી આવે છે. કોલસો સખત અને પહેલવાળો બનવાથી ગ્રેફાઈટ બને છે; અને એથી પણ વિશેષ સખત થવાથી હીરા પેદા થાય છે. હીરો સૌથી સખતમાં સખત વસ્તુ છે. ગ્રેફાઈટનો ઉપયોગ પેન્સિલ બનાવવામાં, વિદ્યુતના અનેક ઉદ્યોગોમાં અને યંત્રોની ધરીનો ઘસારો ઓછો કરવામાં વપરાય છે. હીરો ઝવેરાત તરીકે, તથા કાચ, નીલમ, માણેક અને પથ્થરોને કાપવા તેમ જ પહેલ પાડવા માટે વપરાય છે. ”

વિનુ આનંદ સાથે વાત સાંભળી રહ્યો હતો; તેણે પૂછ્યું, " કોલસાના બાળવા ઉપરાંત બીજા કાંઈ ઉપયોગો ખરા કે ? "

વસંતરાયે કોલસાના બીજા ઉપયોગો ગણાવવા માંડ્યા, " લાકડાંમાંથી બનાવેલા કોલસા મોટે ભાગે બાળવાના ઉપયોગમાં આવે છે. કોલસાની ભૂકી દંતમંજનમાં વપરાય છે. અમુક જાતના કોલસાની ભૂકી ' ગૅસ-માસ્ક ' માં ( લડાઈમાં વપરાતા ઝેરી વાયુને શોષી લેવાનાં બુકાની જેવાં સાધનમાં ) વપરાય છે. કોલસાની ભૂકી ઘણા વાયુને સ્વચ્છ કરવામાં, કેટલાક પદાર્થોના રંગ તથા ગંધ દૂર કરવામાં, ઘીને સ્વચ્છ કરવામાં, રસ્તા પૂરવામાં વગેરે કામોમાં આવે છે.

ખનિજ કોલસો બહુ જ ઉપયોગી છે. એને ગરમ કરવાથી બાળવાનો વાયુ ( કોલ ગૅસ ) તથા બીજા અનેક રાસાયણિક ઉપયોગના પદાર્થો નીકળે છે. ડામર, ડામરની ગોળી, સેકેરિન નામનો ખાંડ કરતાં ૬૦૦ ગણો મીઠો પદાર્થ, કપડાં ઉપર ચઢાવવાના અનેક ભભક મારતા ઍનિલિન નામના રંગો, તથા બીજાં અનેક રસાયણો ખનિજ કોલસામાંથી નીકળે છે. લોખંડની કાચી ધાતુમાંથી શુદ્ધ લોખંડ મેળવવા કોલસાની ભૂકીને ભઠ્ઠીમાં ભેળવીને બાળવામાં આવે છે. આથી લોખંડની ખાણની નજીક કોલસાની ખાણ હોય તો જ તે ઉદ્યોગ ફાયદાકારક થઈ પડે છે. સાદા કોલસા કરતાં ખનિજ કોલસામાંથી વિશેષ ગરમી બહાર પડે છે. આથી ગાડીના ઍંજિનોમાં, મિલના બૉઈલરોમાં વગેરે અનેક ઉદ્યોગોમાં વરાળ પેદા કરવા જોઈતી ગરમી ખનિજ કોલસો બાળીને મેળવવામાં આવે છે. આમ ખનિજ કોલસો ઘણા ઉદ્યોગોનો પ્રાણ છે. "

વિનુએ બીજો પ્રશ્ન પૂછ્યો, "બાપુ! આ બધી જાતના કોલસા ક્યાંથી મળે છે?"

વસંતરાયે જવાબ આપ્યો, "ભઠ્ઠીમાં બાળવાના કોલસા ખાસ કરીને દહાણુ, વાપી વગેરે જંગલોની નજીક આવેલાં સ્ટેશનો આગળ મોટા જથ્થામાં બનાવવામાં આવે છે.

ખનિજ કોલસો ખાસ કરીને બંગાળના રાણીગંજ પરગણામાં જમશેદપુરના લોખંડના મોટા કારખાના નજીક, આસામમાં અને મધ્યપ્રાંતમાં મળી આવે છે. ઇંગ્લંડમાં તો કોલસાની નીપજ બહુ મોટા પ્રમાણમાં થાય છે."

વિનુએ કહ્યું, "બાપુ! ખરેખર કોલસો બહુ જ ઉપયોગી વસ્તુ છે. આ જ સુધી કોલસો નકામી વસ્તુ છે:એમ જ હું માનતો હતો."

## અભ્યાસ

૧. કોલસાની જુદી જુદી જાતો ગણાવો.
૨. આગગાડીમાં અને મિલોમાં બળતણ તરીકે ખનિજ કોલસો જ શાથી વપરાય છે?
૩. કોલસાના ગુણધર્મોનું વર્ણન કરો.
૪. ગ્રેફાઇટ અને હીરાના ઉપયોગો અને ગુણો જણાવો.
૫. કોલસાની જુદી જુદી જાતો ક્યાંથી મળી આવે છે?
૬. કોલસાની ભૂકી શા ઉપયોગમાં આવે છે?
૭. ખનિજ કોલસામાંથી કઈ કઈ વસ્તુઓ પેદા થઈ શકે છે?
૮. ખનિજ કોલસો કેવી રીતે પેદા થયેલો છે?
૯. કોલસાના છિદ્રાળુપણાનો શો ઉપયોગ કરવામાં આવે છે?

## ૨૩

# જૂનું પાટણ



[ શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશીનો પરિચય શી રીતે આપવો ? ગુજરાતના શ્રેષ્ઠ નવલકથાલેખક, અચ્છા નાટકકાર, સરસ ટૂંકીવાર્તાઓ લખનાર તેમ જ ઇતિહાસ, વિવેચન વગેરે અનેક વિષયોને પોતાની તેજસ્વી કલમથી આલેખનાર—આવું આવું ઘણું એમને માટે કહી શકાય તેવું છે. વકીલાતના ધંધામાં અને દેશસેવાના ક્ષેત્રમાં એમણે જે પ્રસિદ્ધિ મેળવી છે તે પણ આજે સર્વવિદિત છે. ઇતિહાસની વિગતોને અને વિગતોદ્વારા નજીકના કે દૂરના ભૂતકાળને ભેદીને પ્રત્યક્ષવત્ નિરખવાની વેધક દૃષ્ટિ એમનામાં છે. તેથી જ એમની નવલકથાઓમાં ઇતિહાસનું વાતાવરણ સચોટ અને પ્રેરક હોય છે. એમણે આપેલાં અનેક ચિત્રોમાંનું એક, પ્રાચીન પાટણ અહીં રજૂ કરવામાં આવ્યું છે. શબ્દોદ્વારા ચિત્રો આલેખવામાં શ્રી. મુનશી એક કુશળ કલાકાર છે, એની આ ઉપરથી તમને ખાતરી થશે. એમની ‘ પાટણની પ્રભુતા, ’ ‘ ગુજરાતનો નાથ ’ અને ‘ જય સોમનાથ ’ એ ત્રણ નવલકથાઓમાં જુદે જુદે સ્થળે પાટણના અનેક ઉલ્લેખો આવે છે. ]

પંચાસરના રાજા જયશિખરના વીર પુત્ર વનરાજે સંવત ૮૦૨ માં અણુહિલવાડ વસાવ્યું હતું. પણ પહેલાં બસો વર્ષ દરમિયાન અણુહિલવાડ જંગલની વચ્ચે એક ગઢ માત્ર હતો.



ચાલુકય સમયનું ગુજરાત

ત્યાંના ચાવડા રાજાઓ દર વર્ષે થોડાંક માણસો લઈ બહાર પડતા અને પાસેના ગઢોને રંજાડતા. ગામડાંઓમાં પોતાની આણ ફરતી કરતા, અને ભીલોને જંગલોમાં નસાડી મૂકતા. કોઈવાર પાટણના ધણીની હદ વધતી, તો કોઈ વાર ઘટતી.

પણ આ ગઢનું ભાવી વિધિએ સોનાને અક્ષરે લખ્યું હતું. સંવત ૧૦૧૭ માં ચાલુક્ય વંશના મૂળરાજદેવ એની ગાદીએ આવ્યા ત્યારથી એનાં રૂપ ને રંગ બદલાઈ ગયાં. આસપાસનાં જંગલો કપાઈ ગયાં; અને તેની રસાળ ભૂમિમાં સુંદર ને સુઘડ ગામો વસવા લાગ્યાં. રાજાના શૌર્યે એ ગામોને સુરક્ષિત કર્યાં. શ્રીમાળ, કનોજ, ઉજ્જયિની અને ભૃગુકચ્છ ( ભરુચ ) ની ઊજળી વસ્તી ત્યાં આવીને ઘર કરવા લાગી. મૂળરાજનાં શૌર્ય અને હોશિયારીથી અણહિલવાડનો વિસ્તાર ને પ્રતાપ બંને સાથે વધ્યા. જ્યાં એક નાનકડો ગઢ હતો ત્યાં ખંભાત, ભરુચ ને માંગરોળના વેપારીઓએ સમૃદ્ધિની આપલે કરવા માંડી. દેશ દેશના વિદ્વાન બ્રાહ્મણોએ આવી ત્યાં વિદ્યાનાં મથકો કર્યાં. નાનાં માટીનાં ઘરોને સ્થાને ભવ્ય મહેલો રચાવા માંડ્યા. સુંદર ને ભવ્ય મંદિરોનાં ગગનચુંબી શિખરો ધર્મ અને સમૃદ્ધિની સાખ દેવા લાગ્યાં, અને આ બધાની આસપાસ એક મોટા વિસ્તારવાળો, મજબૂત ગઢ બંધાયો. અણહિલવાડ માત્ર ગઢ હતો ત્યાં પાટણ થયું.

મૂળરાજદેવની આણ ચારે તરફ વધવા માંડી. જૂનાગઢના પ્રતાપી રાજાએ એની આણ સ્વીકારી, કચ્છે સ્વીકારી, લાટે સ્વીકારી; અને આખા પ્રદેશના રાજવીઓમાં પાટણનો નરેશ પ્રથમ સ્થાન પામ્યો. મૂળરાજના મૃત્યુ પછી એના પુત્ર અને પૌત્રના સમયમાં પાટણની સત્તા ઓસરવા માંડી. પાટણના રાજાઓ આ સમય દરમિયાન સ્વતંત્ર હતા, પણ તે સત્તા વગરના થઈ ગયા.

જ્યારે ભીમદેવ ગાદીએ આવ્યો ત્યારે દેશની સ્થિતિ ઘણી ખરાબ હતી. મૂળરાજની રાજનીતિને લીધે શ્રાવકો ઘણા ધનવાન અને સ્વચ્છંદી થયા હતા. રાજપૂતો જ્યાં ત્યાં લૂંટફાટ કરી પોતાની

સત્તા વધારવા મથતા હતા. દેશમાં નહોતું શૌર્ય કે નહોતો સંપ. એટલામાં ગીઝનીના બાદશાહની પ્રચંડ સેના હિંદુસ્તાન ઉપર ઊતરી પડી. મહંમદના ક્રોધાગ્નિએ પાટણ બાળ્યું, સોમનાથ જમીનદોસ્ત કર્યું ને ગુજરાતની સ્વતંત્રતા ઉપર રાખ વળી ગઈ. ભીમદેવ જીવ લઈ કંથકોટ ભાગી ગયો.

પણ એ હતો શૂરવીર અને હિંમતવાળો. મહંમદની પૂંઠ વળી કે છૂટા છવાયા યોદ્ધાઓને તેણે ભેગા કર્યા. યવનોના જુલ્મી અમલથી શ્રાવકો પણ ત્રાસી ગયા હતા. તેમણે પણ ભીમદેવને મદદ કરી. મહંમદે બેસાડેલા નામના રાજાઓને ગુજરાતમાંથી હાંકી કાઢી ભીમે પાટણ પાછું લીધું. આમ પાટણ ફરી સ્વતંત્ર થયું.

પાટણને ફરતો મજબૂત કોટ હતો. પાસે થઇને વહેતી સરસ્વતીનાં પાણીથી કોટને ફરતી ખાઈઓ ભરી ભરી રહેતી. આમ પાટણનો ચોરસ કોટ ચોમેરથી જલતરંગે વીંટાયેલો હતો. તેને મથાળે અદ્ભુત કોતરકામે કોરેલા કાંગરા સફેદ સંગેમરમરના હતા. સામે ભીમનાથના ઓવારાનાં સો પહોળાં પગથિયાં—જાણે સ્વર્ગ ચડવાની સીડી હોય એવાં દેખાતાં. ઓવારાની બે બાજુએ આરસનાં બે નાના મંદિરો દ્વારપાલ જેવાં ઊભાં હતાં. વચ્ચે મેડીવાળો મોટો દરવાજો નકશીથી અને નાના-મોટા ઘુમ્મટે શણગાર્યો હતો. અંદરથી તાડનાં ઝાડની ઘટા જાણે કોટના કાંગરા પર ઝાલર મૂકી હોય તેમ પવનની લહેરમાં નાચતી હતી.

પૃથ્વી પર ઇંદ્રપુરી ઊતરી હોય એવું પાટણ લાગતું હતું. ઇંદ્રપુરીને પણ વિસરાવે એવાં સુંદર જુદા જુદા રંગનાં સેંકડો મંદિરોનાં શિખરો કોટના કાંગરાથી પણ ઉપર વધી જાણે સ્વર્ગનાં દ્વાર આગળ પોતાની પતાકાઓ ફરફરાવી રહ્યાં હતાં. આ શિખરો

પર શોભતા સોનેરી કળશો ઊગતા કે આથમતા સૂર્યના લાલ પ્રકાશમાં અંગારા સમા ચમકી રહેતા. પાટણના કવિઓ કહેતા કે,



પાટણનું એક દૃશ્ય

"પાટણના શૂરાઓની સમશેર અને મંદિરોના કળશ, એ બેનાં તેજે સૂર્ય પણ ઝાંખો થતો."

પાટણની સમૃદ્ધિને સીમા નહોતી. ઠેરઠેર ભવ્ય મકાનો, ગગનવિહારી મંદિરો ને ધનાઢ્યોની વાટિકાઓ દેખાતી હતી. પાટણમાં પૈસાદારના ટોટા નહોતા. કોની પાસે કેટલી સમૃદ્ધિ છે તે જાણવા માટે દરેક લાખ ટંકે ઘરઆંગણે એક એક દીવો મુકાતો; કરોડે ધજા ફરકતી અને છપ્પન કોટીએ બારણે ભૂંગળો ફૂંકાતી.

બાર કોસના ઘેરાવાવાળા પાટણમાં, ચોર્યાસી ચકલા, અને ચોર્યાસી ચૌટાં હતાં એમ કહેવાય છે. સોના અને રૂપાના સિક્કાઓ

પાડવાની ત્યાં ટંકશાળ હતી. કાપડ, હીરા, મોતી, માણેક વગેરે વેચવાનાં જુદાં જુદાં ચૌટાં હતાં. નગરમાં દરેક કોમનો વાસ હતો. નદીકિનારે માલ ચડાવવા ઉતારવા માટે અનેક ફુરજાઓ હતા. દેશ દેશના ધનિકો, યોદ્ધાઓ ને પંડિતો આવી અહીં વસ્યા હતા. ભરુચ, કર્ણાવતી (હાલનું અમદાવાદ), ખંભાત સાથે પાટણનો ધમધોકાર વેપાર ચાલતો ને આમ ગુજરાતની સમૃદ્ધિ પાટણમાં આવી ઠલવાતી હતી.

પાટણ જનારો આજના જમાનાનો માણસ ભાગ્યે જ કલ્પના કરી શકે કે આ સ્થળે સૈકાઓ પહેલાં એક મહાન અને સમૃદ્ધ શહેર હતું. શહેરના કોટની આસપાસ ઊંડું ખોદતાં આજે કોતરેલા આરસના પથ્થરો ઘણી વાર મળી આવે છે. મુસલમાનો તથા મરાઠાઓના અનેક આક્રમણોથી જે કાંઈ થોડું ઘણું બચી ગયું હતું તે આજે ભાંગી તૂટી દશામાં નજરે પડે છે.

જે દૃશ્ય ઉપર વર્ણવ્યું છે તેનું આજે નામનિશાન પણ રહ્યું નથી. હાલનું પાટણ મુસલમાનોએ સ્થાપેલું શહેર છે. હાલની સરસ્વતી પણ કાળે કરી જુદી રીતે વહે છે. શૂરવીર સોલંકીઓનું અણહિલવાડ પાટણ હાલના શહેરની પશ્ચિમે ઘણા ગાઉ સુધી વિસ્તાર પામી રહ્યું હતું. જૂનાં ખંડિયેરોમાં, આજે માત્ર હેમાચાર્યની પોષધશાળા છે. અસલી અણહિલવાડ, જે પાછળથી પાટણનું પરું થઈ રહ્યું હતું, તે આજે એનાવાડા નામે ઓળખાય છે. આજે એ માત્ર એક નાના ગામડા રૂપે છે.

આ સપાટ થઈ જતાં ખંડિયેરો હજારો માણસો ચાંપીને જાય છે. પણ એમને ભાન નથી રહેતું કે આ ઇંટ મટોડાં નથી; પણ પુરાણા પાટણનાં પવિત્ર ચિહ્નો છે. એ પથ્થરો નથી, પણ એક પ્રતાપી નગરનાં શેષ રૂપ રહેલાં હાડકાં છે. રખડતા કોક

ઇતિહાસકારને જોવાનાં ક્ષેત્ર નથી, પણ ગુર્જરોનાં પ્રભાવ, બુદ્ધિ અને શૂરાતને કરેલા મહાન યજ્ઞનું મહાતીર્થ છે. નષ્ટ થયેલા એક મહાન સામ્રાજ્યની આ સ્મશાનભૂમિ છે.

## અભ્યાસ

૧. અણહિલવાડ કોણે સ્થાપ્યું ? ગઢમાંથી પાટણ કેવી રીતે થયું ?
૨. નબળા થયેલા પાટણને ફરી પાછું કોણે પ્રબલ કર્યું ?
૩. મહંમદ ગીઝની કોણ હતો ? એણે શા માટે ગુજરાત ઉપર ચઢાઈ કરી ?
૪. પાટણના કિલ્લાનું અને તેના ભવ્ય મકાનોનું ટૂંકું વર્ણન લખો.
૫. પાટણ શહેરની જાહોજલાલી વિષે જે જાણતા હો તે લખો.
૬. હાલ એ પાટણની શી દશા છે ?
૭. ગુજરાતમાં એવા બીજા કેટલાં પાટણ છે ? પાટણના નામથી બીજું કયું ગામ ઓળખાય છે ? એ કયાં આવ્યું ?
૮. તમે જોયેલા કોઈ ખંડિયેરો વિષે થોડી લીટીઓ લખો.
૯. આ પાઠમાં જે જે સ્થળોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે નકશામાંથી શોધી કાઢો. બને તો દરેક સ્થળ માટે થોડી માહિતી એકઠી કરો.

## ૨૪

# દયાનો સાગર

[ દક્ષિણામૂર્તિની સંસ્થાએ ગુજરાતની જે સેવા બજાવી છે તે તો ઇતિહાસમાં અમર અક્ષરે નોંધાઈ ગઈ છે. એ સંસ્થાના પ્રાણસમા શ્રી. નૃસિંહ-પ્રસાદ કાલીદાસ ભટ્ટને ગુજરાત 'નાનાભાઈ'ના પરિચિત નામથી ઓળખે છે. છે. તેમણે એ સંસ્થાના જીવન દરમ્યાન ઘણું સાહિત્ય સર્જ્યું છે. કિશોરો માટે તો એક પછી એક અનેક પુસ્તકો તેમણે આપ્યાં છે. અત્યારે તેઓ આંબલા–ગ્રામદક્ષિણામૂર્તિના સંચાલક તરીકે એ પુરાતન જ્યોતને સતત જલતી રાખી રહ્યા છે. બુદ્ધના જીવનનો એક પ્રસંગ એમણે વર્તમાન દૃષ્ટિબિંદુથી આલેખ્યો છે તે આ પાઠમાં રજૂ થાય છે. ]

સિદ્ધાર્થ સત્યની શોધમાં નીકળ્યો. એક વાર રાજગૃહ પાસેના એક સ્થાનમાંથી તે જતો હતો ત્યાં દૂરથી તેને મોટો પગરવ સંભળાયો. સિદ્ધાર્થ મોં ફેરવીને જુએ છે ત્યાં તો સરિયામ રસ્તા ઉપર ઘેટાંનું એક મોટું ટોળું ચાલ્યું જાય; આગળ ખભે ડાંગવાળા ગોવાળો વાતો કરતા ચાલ્યા જાય અને પાછળ ઘેટાં ચાલ્યાં આવે. ઘેટાંની પીઠ ઉપર લાલ નિશાનો હતાં.

"અલ્યા ઓ ભાઈઓ ! આ બધાં ઘેટાંને ખરે બપોરે ક્યાં હાંકી જાઓ છો ?" સિદ્ધાર્થે પૂછયું.

"અમારા રાજાનો જગન થાય છે, જગન...." એક ભરવાડે જવાબ આપ્યો.

"લે, હાલ્ય હાલ્ય, અમારે જવાબ આપવાની વેળ નથી. આ દી તો માથે ચડ્યો ને ન્યાં ગોરબાપા રાડ્યું નાખતા હશે રાડ્યું !" બીજે ભરવાડે ટૂંકું પતાવ્યું.

“ શું, તમે આ બધાં ઘેટાંઓને યજ્ઞ માટે લઈ જાઓ છો ? ” સિદ્ધાર્થના મનમાં અરેરાટી થઈ.

“ ત્યારે બીજું તે શું હશે ? એટલુંય ભલા માણહ હમજતો નથી ? કોઈ દી જગન જોયો લાગતો નથી. ”

“ અને આ પછવાડે પેલું ઘેટું ઠીંગતું ઠીંગતું ચાલે છે, તે કાંઈ માંદું જણાય છે. તમે ઘેટાંને દોડાવો છો એટલે આ બિચારું પાછળ રહી જાય છે. ” સિદ્ધાર્થ બોલ્યો.

“ હવે નઈ જોયો હોય બિચારાનો બાપ ! ઈ તો લંગડાય છે, લંગડાય. ભલેને વાંહે રે’તું ને મરતું. એને લેવા રચીં ત્યાં તો રાત્ય જ પડે. પછી કોણ આ ઘેટાંને રાખવાનું હતું ? ” એક ભરવાડે કહ્યું.

“ હવે હાલ્યને છાનોમાનો. એને તો કાંઈ કામધંધો નથી. આપણે તો આ ઘેટાંના પૈશા કરવા છે. તને બઉ દિયા આવતી હોય તો એને ખંભે તેડીને હાલ્ય. બિચારાનો બાપ થિયો સે તે ! ”

સિદ્ધાર્થ તો દયાનો સાગર. તેણે એ માંદા ઘેટાને ઊંચકી લીધું, તેનો લંગડાતો પગ પંપાળવા લાગ્યો અને પોતે ભરવાડોની પાછળ પાછળ રાજગૃહના દરવાજામાં દાખલ થયો.

રાજગૃહમાં આજે ભારે ઉત્સવ હતો. મહારાજા બિંબિસારે યજ્ઞને માટે એક મોટો મંડપ રચ્યો હતો અને યજ્ઞ કરાવવા માટે સમર્થ બ્રાહ્મણોનાં વરણ કર્યાં હતાં. યજ્ઞના મંડપમાં અગ્નિને આહૂતિઓ આપવા માટે મોટા મોટા કુંડો તૈયાર કર્યા હતા; અને આ કુંડોમાં અગ્નિ રાતદિવસ બળ્યા જ કરતો. આજે આ અગ્નિમાં છેવટની આહૂતિ આપવાની હતી અને તેને માટે આ ઘેટાંઓને આણ્યાં હતાં.

ભરવાડો યજ્ઞશાળામાં દાખલ થયા. ભરવાડો અને ઘેટાંઓના ટોળામાં ઘેટાને તેડીને ચાલતા એક સાધુને જોઇને લોકો તો આશ્ચર્યમાં પડ્યા. બ્રાહ્મણો બધા વેદમંત્રો ભણુતા હતા; અગ્નિની જ્વાળાઓ ભભૂકી રહી હતી; રાજા બિંબિસાર મોટી આહુતિ આપવા માટે તૈયાર ઊભા હતા; લોહીથી ખરડાયલા થાંભલા પાસે ઘેટાંઓનો વધ કરવા માટે મોટા છરાઓ હાથમાં લઈને ઋત્વિજો ઘૂમતા હતા.

એક ભરવાડ એક ઘેટાને લઈને આગળ આવ્યો; ઋત્વિજે ઘેટાને લોહીનો ચાંલ્લો કર્યો. તેની ડોકમાં ફૂલનો હાર પહેરાવ્યો. તેના પર વેદમંત્રથી પવિત્ર કરેલું પાણી છાંટ્યું અને પછી ઝગમગ ઝગમગ થતો છરો હાથમાં લઈને જેવો ઘા કરવા જાય છે ત્યાં તો—

" મહારાજ ! સબૂર, સબૂર. "

" કોણ એ ? "

છરો ઋત્વિજના હાથમાં થંભી ગયો. રાજા બિંબિસાર ડોક ઊંચી કરી જોવા લાગ્યા. બ્રાહ્મણોના વેદમંત્રો અર્ધા રહ્યા. અગ્નિની જ્વાળાઓ પણ જાણે સ્થિર થઈ ગઈ.

" રાજન ! સબૂર. " સિદ્ધાર્થ બોલ્યા. " શું લોહી રેડવાથી દેવો શાંત થાય છે ? શું લોહી રેડ્યાથી આપણાં પાપો ધોવાઈ જાય છે ? નહીં, નહીં. જે જીવન આપનામાં, આ ઋત્વિજોમાં આ ભરવાડોમાં અને મારામાં વહે છે, તે જ જીવન આ નિર્દોષ ઘેટાંઓમાં પણ વહે છે. જીવવું જેમ આપણને વહાલું લાગે છે તેમ જ આ પ્રાણીઓને પણ લાગે છે. જો આપણે આ પ્રાણીઓ ઉપર દયા નથી રાખી શકતા તો પછી દેવો આપણા ઉપર કેવી રીતે દયા રાખશે તેનો વિચાર કરો. રાજન ! હિંસાથી

દેવો પ્રસન્ન થતા જ નથી. હિંસાના યજ્ઞથી તો માણસ ઊલટો પાપી થાય છે."

રાજા સ્તબ્ધ થઈ ગયો. બ્રાહ્મણો બધા શરમાઈ ગયા.

"આપ કોણ છો ? ચહેરા ઉપરથી તો આપ કોઈ મોટા રાજ્યને લાયક જણાઓ છો. કૃપા કરી આપ કોણ છો તે જણાવશો ?" બિંબિસારે પૂછયું.

"રાજન ! હું કપિલવસ્તુનો રાજકુમાર સિદ્ધાર્થ છું. સનાતન સત્યની શોધ માટે સંસારનો ત્યાગ કરી હું ચાલી નીકળ્યો છું. હજી મને એ પરમ સત્ય હાથ લાગ્યું નથી. પરંતુ મારી ખાતરી થઈ ચૂકી છે કે હિંસા કરવાથી માણસ કલ્યાણને મેળવી શકે જ નહીં. આખા વિશ્વની રગેરગે જે જીવન વ્યાપી રહ્યું છે તેની ઝાંખી કરવી હોય તો આ હિંસાયજ્ઞનો ત્યાગ કરો."

બિંબિસાર પોતાનું સ્થાન છોડીને ઘેટાં અને ભરવાડોની વચ્ચે, જ્યાં સિદ્ધાર્થ ઊભા હતા ત્યાં ગયા અને તેમનું ઘેટું પોતે ઊંચકી તેમને પોતાના સિંહાસન પાસે બેસાડ્યા. આ તરફ બ્રાહ્મણો બધા અગ્નિને ટાઢો પાડી સિદ્ધાર્થની આસપાસ ફરી વળ્યા.

"કુમાર ! આપના ઉપદેશથી હું કૃતાર્થ થયો છું. આપ હવે બીજે કયાંય ન જતાં અહીં જ રહો અને અમને ધર્મનો ઉપદેશ આપો, એવી મારી વિનંતી છે." બિંબિસારે હાથ જોડીને કહ્યું.

"રાજન ! હજુ મને પરમ સત્યની પ્રાપ્તિ થઈ નથી. હું ગયા ક્ષેત્રમાં જાઉં છું અને ત્યાં મારા જીવનના ધ્યેયને શોધીશ. મને એ વસ્તુ હાથ લાગશે ત્યાર પછી હું આ પીડાતી દુનિયાને એ વસ્તુનો ઉપદેશ કરીશ."

રાજા બિંબિસારે પોતાના રાજ્યમાં હિંસાયજ્ઞ બંધ કર્યા. ઋત્વિજો બધા દક્ષિણા લઇને પોતપોતાને ઘેર ગયા. ભરવાડો ઘેટાં અને દામ બંને લઇને રાજી થયા, અને સિદ્ધાર્થ સત્યની શોધમાં રાજગૃહ છોડી આગળ ચાલ્યા.

### અભ્યાસ

૧. આ પાઠનું નામ ' દયાનો સાગર ' શા માટે રાખ્યું હશે ?
૨. સિદ્ધાર્થ અને ભરવાડો વચ્ચે થયેલી વાતચીત, ગ્રામ્યપ્રયોગો કાઢી નાખી, તમારા શબ્દોમાં લખો.
૩. યજ્ઞશાળાનું વર્ણન કરો.
૪. સિદ્ધાર્થે સંસારનો ત્યાગ શા માટે કર્યો હતો ?
૫. સિદ્ધાર્થે રાજા બિંબિસારને શો બોધ આપ્યો ?
૬. એ બોધની રાજાના મન પર શી અસર થઈ ?
૭. નીચેનાં પદો વાપરી વાક્યો બનાવોઃ—
વરણ કરવું; માથે ચડવું; ઝાંખી કરવી; લોહી રેડવું; હાથ લાગવું.

## ૨૫

# વીર બાજીપ્રભુ

[ મહારાષ્ટ્રના ઇતિહાસમાં અનેક વીરજનોની કથાઓ ભરી છે. એવા જ એક વીર પુરુષના અજોડ પરાક્રમનું આ કથાગીતમાં વર્ણન કર્યું છે. એકવાર શિવાજી મહારાજ પન્હાળના ગઢથી વિશાળગઢ તરફ નાસી જતા હતા. તેમને પકડવા પાછળ બીજાપુરની મોટી ફોજ આવતી હતી. શિવાજી પાસે તો માત્ર ચારહજાર મરાઠાનું લશ્કર. તેઓ એક સાંકડા ઘાટ આગળ આવી પહોંચ્યા. એ ઘાટના મુખ આગળ પચાસ સૈનિકો સાથે ઊભા રહી, દુશ્મનની સેનાને બાજીપ્રભુ દેશપાંડે નામના એક વીર સરદારે રોકી રાખી. શિવાજીએ વિશાળગઢ પહોંચી તોપનો ધડાકો કર્યો ત્યાં સુધી, તેમણે શત્રુઓને રોકી રાખ્યા; ને પછી તે શત્રુઓ સાથે લડતાં મરણ પામ્યા. ગ્રીસ દેશમાં પણ એવો જ એક વીર પુરુષ થયો હતો તેનું નામ લીઓનીડાસ. તેણે ઇરાનની મોટી ફોજને આ પ્રમાણે રોકી રાખી હતી. આ કાવ્યના લેખક શ્રી. અમીદાસ કાણકિયા સાહિત્ય અને ઇતિહાસના સારા અભ્યાસી હોવા ઉપરાંત જાણીતા કવિ પણ છે; અને આ વાચનમાળાના સંપાદકોમાંનાં એક છે. ]

એક હતો એવો સરદાર,
જન્મભૂમિનો તારણહાર;

આજે પણ જેનાં જયગાન,
સાંભળતાં ઊપજે અભિમાન;

અમર કીર્તિ પામ્યો રણધીર
બાજીપ્રભુ એવો બલવીર.

ઊંચા પર્વત વસમી વાટ,
નીચે વચમાં નાનો ઘાટ;

વિશાળગઢના બુરજો દૂર,
શેં પહોંચવું ? પાછળ પૂર–
સુલતાની દળનો નહિ પાર,
માત્ર મરાઠા ચાર હજાર.

એમ શિવાજી કરે વિચાર,
ત્યાં બોલ્યો બાજી સરદાર:
"સુખે સિધાવો શિવ મહારાજ,
અમર તપો અમ દેશ સ્વરાજ !
ભલે હોય એ ફોજ વિરાટ,
અહીં ઊભો રહી રોકીશ ઘાટ.

પ્રાણ હશે ત્યાં લગી ન લેશ,
દુશ્મનથી અહીં થાય પ્રવેશ."
ઊભા સાથે સુભટ પચાસ,
ધસી આવતા શત્રુ પાસ.
શિવભૂપનો જમણો હાથ,
બાજી પ્રભુ ભીડે જઈ બાથ.

ધસે ફોજ જાણે જલધોધ,
ડગ એક પણ ખસે ન જોધ;
અડગ ઊભો વીંઝે તલવાર,
શત્રુતણો કરતો સંહાર
ઘોર મચાવે બાજી જંગ,
જોઈ થયા દુશ્મન પણ દંગ.

જખમ થયા ખૂબ વ્હે રુધીર;
તો પણ હઠે ન એ રણધીર,
તોપ તણો ત્યાં થયો અવાજ.
'જય હો ! અમર રહો ! રહી લાજ.'
એમ બોલતો ગયો સ્વધામ.
અમર નામના ! અક્ષય કામ !

### અભ્યાસ

૧. બાજીપ્રભુએ શિવાજી મહારાજને શી રીતે બચાવ્યા ?

૨. જ્યાં રહી બાજીએ રમખાણ મચાવ્યું તે ઘાટ કેવો હતો ?

૩. શું જોઈ દુશ્મનો પણ દંગ થયા ?

૪. 'અમરનામના ! અક્ષય કામ !' આ ઉદ્દગાર કોના છે ?

૫. પોતાના દેશ ખાતર પ્રાણ આપનાર બીજા કોઈ વીર પુરુષની વાત સાંભળી હોય તો કહો.

૬. તમારા પોતાના શબ્દોમાં દસેક લીટીમાં આ કથાકાવ્યનો પ્રસંગ આલેખો.

## — ૨૬ —

# બાળારાજા



[ શ્રી. કૃષ્ણલાલ શ્રીધરાણી ગુજરાતમાં 'કોડિયાં' ના કવિ તરીકે અને એક નાટકકાર તરીકે જાણીતા છે. આજે તો તેઓ અમેરિકામાં વસે છે અને ગુજરાતી સાહિત્ય ભાગ્યે જ લખે છે. પણ અમેરિકા જતાં પહેલાં તેઓ ગુજરાતને થોડાંક નાટકો અને એક કાવ્યસંગ્રહ આપતા ગયા છે. તેમણે બાળનાટકો લખ્યાં છે અને તેમાં બાળકોને ફરી ફરીને ગાવાં ગમે એવાં સરસ ગીતો પણ મૂકયાં છે. નાટક તો ભજવવા જોઇએ. તમે પણ આ નાટક વાંચીને ભજવજો. બીજાં નાટકો પણ ભજવવા માટે શોધી કાઢજો. ]

**સ્થળ : ઉદેપુરનો રાજમહેલ**

( શયનખંડમાં રત્નજડિત પલંગ ઉપર નવ વરસનો રાજકુમાર અંજન સૂતો છે. પૂર્વ તરફની દીવાલમાં માત્ર એક જ બારી ઉઘાડી છે. બારી ઉપર મોતીનાં તોરણો ટાંગ્યાં છે. પશ્ચિમની દીવાલમાં બારણું છે. તેનાંય દ્વાર ખુલ્લાં છે. આખો ઓરડો મખમલના ગાલીચાથી પથરાયેલો છે. ઓરડાના ખૂણામાં હાથીદાંતની ઘોડી ઉપર મારેલા મોરને મસાલો ભરી મૂકવામાં આવ્યો છે. )

**અંજન :** સૂરજપ્રભુ ધરતીને હાથનો ટેકો દઈ ઊભા થયા ત્યારથી અહીં આવી બેઠો છું. હવે તો ત્રણ વાંસડા સૂરજપ્રભુ ઊંચા ચડી ગયા તોય કોઈ ન આવ્યું. બધા ભાઈબંધો મારાથી રિસાયા છે. સૌએ અબોલા લીધા લાગે છે. પહેલાં તો ભળભાંખડું થાય ન થાય ત્યાં તો બધાં આવી પહોંચતા; અને રમતગમતની ત્રમઝટ બોલતી. અને હવે ? હવે સાત સાત દિવસનાં વહાણાં વાયાં પણ કોઈ ડોકાતુંય નથી ! ( નિસાસો મૂકે છે )

એક ઉપાય સૂઝયો ! ચાલ, આજ તો ડેલીએ ડેલીએ, જઇને સાદ પાડું. ઉંબરે, ઉંબરે જઇને ઊભો રહીશ. ( સહેજ પડખું ફરે છે )

આ આવ્યું અજિતનું ઘર. બમ કરીને બૂમ પાડું તે સૂતો હોય તોય બેઠો થઈ જાય. ( બૂમ પાડે છે )

અજિત ! ઓ અજિતભાઈ ! જરા બહાર આવ ને.

( પૂર્વ તરફની બારીમાંથી કૂદી આઠ વર્ષનો અજિત અંદર આવે છે. અંજનના પલંગની પાંગત પાસે જઇને ઊભો રહે છે. એણે સુરવાળ અને અંગરખું પહેર્યાં છે. )

**અજિત :** અંજન ! કેમ બહુ બૂમો પાડે છે ? મારા બાપુ ઊંઘી ગયા છે. તે જાગી જશે તો મને ને તને બેઉને બાવડે ઝાલીને બહાર કાઢશે.

**અંજન :** પણ હું શું કરું, અજિત ? તારી રાહ જોઈ જોઇને થાકયો તે તારે ઘેર આવ્યો ! આજ સાત સાત દિવસથી ગામને પાદર નદીને કાંઠે આવીને તમારી રાહ જોતો બેસું છું; સૂરજ માથે આવે ત્યાં સુધી એકલો એ નદીના ખળખળ વહેતાં પાણી ઉપર આંખોને તરવા દઉં છું; પણ તમારામાંથી એક ચરકલુંય ફરકતું નથી ! પહેલાં તો કેવા આપણે ગેડીદડો રમતા ? કયારેક ક્યારેક તારા બાપુની ઘોડી લઈ કેવા કુદાવતા ?

**અજિત :** હા; તે હવે હું શાનો આવું ? તું તો અમને મૂકીને ચાલ્યો ગયો અને રાજા થયો ? અમને સૂવાને એકે ઓરડો નથી ત્યારે તું રત્નજડિત પલંગમાં પોઢે છે. અરે જા, તારા જેવા નગુણાની તે ભાઈબંધી હોય ? હું તો આ ચાલ્યો. ( ચાલવા લાગે છે. )

**અંજન :** અરે પણ સાંભળ તો ખરો.......

( અજિત પશ્ચિમના બારણામાંથી બહાર નીકળી જાય છે. અંજન પડખું ફેરવે છે. )

મેં તો ઘણી આનાકાની કરી તોય તે દિવસે સૌ સાથે ગેડી-દડો રમતો હતો ત્યાંથી તેઓ મને ઉપાડી રાજમહેલમાં લઈ ગયા; તેનું આ સૌને ખોટું લાગ્યું લાગે છે ! પણ હું શું કરું ? તેઓ કહે છે કે હું રાજકુમાર છું. કાકા કિરપાણસિંહના ભયે મને રબારીને ત્યાં મૂકી ગયેલા; કાકાનું ખૂન કરી પાછો તેડી ગયા. મેં તો જવાની ઘણીયે ના પાડી, પણ તેઓ માન્યા નહીં. અને હવે આ સૌને મનાવવા મુશ્કેલ છે. ( નિસાસો મૂકે છે. )

અજિત તો એવો નીકળ્યો. ચાલ પેમલાને પૂછી જોઉં. આ સામેનું ઘર એ જ પેમલાનું ઘર. ( બૂમ પાડે છે. )

પેમલા ! અરે પેમલા ભાઈ ! જરા આમ તો આવ.

( પૂર્વની બારીમાંથી કૂદીને બાર વર્ષનો પેમલો અંદર આવે છે. એણે માથે ફેંટિયું વીંટ્યું છે અને કેડ ઉપર ઢીલું ધોતિયું પહેર્યું છે. અંજનના ઓશિકા પાસે જઇને ઊભો રહે છે. )

**પેમલો :** તે રાજા થયો એટલે આમ ગોકીરો કરવાનો, એમ ? બાપુએ કહ્યું કે હળ જોડવા જવાનું છે. જરા ચાલ્યો ત્યાં તો ‘ પેમલાભાઈ ! પેમલાભાઈ ! જરા આમ આવો ને. ’ લે આ આવ્યો. બોલ, શું કામ છે ?

**અંજન :** એમ આંખો ન કાઢ, ભાઈ ! હું તો તને રમવા બોલાવવા

આવ્યો છું. આજ સાત સાત દિવસથી આપણે મળ્યા નથી. પહેલાં તો તું મને તારે ખેતરે લઈ જતો. આપણે બંને કિચૂડ કિચૂડ કોસ ચલાવતા. અને ઢલડીને ઘેરીને મોરલાઓ કૂંડાળે પડતા તે જોતા અને હવે ? હવે તો સાતે જનમેય જાણે મળ્યા ન હોઈએ તેમ....

**પેમલો :** (વચમાં) તે હવે હું શાનો આવું ? તું તો રાજા થયો રાજા ! તારી સાથે મને રમતો ભાળે તો તો મારા બાપુ મને જ ખેડી નાખે ને ! અને તને તો બેસવા માટે હાથી ઉપર સોનાની પાલખી; અને મારા બાપુની એક ઘોડી હતી તેય મરી ગઈ ! નવી ખરીદવા પાસે પૈસા પણ નથી. પણ જવા દે એ વાત. બીજાના મહેલ ભાળીને તે કાંઈ પોતાનાં ઝૂંપડાં બાળી નંખાય ? તારી સાથે વાતમાં મારી ખેડ રહી જશે ! હું તો આ ઊપડ્યો.

**અંજન :** (એને રોકવા હાથ લંબાવી) અરે ભાઈ ! ઘડી તો ઊભો રહે. એક ઘડીમાં શું ખાટું મોળું....

(પશ્ચિમના બારણામાંથી પેમલો બહાર નીકળે છે. અંજન પાસું બદલે છે.)

ચાલ, ભીમજીને ત્યાં જાઉં. એ મારો ખરો દોસ્ત છે ! બીજા બધા મને અળગો કરી ચાલ્યા જશે, પણ ભીમજી તો જરૂર મારી સાથે આવશે. (બૂમ પાડે છે.)

ભીમજીભાઈ ઘરે છે કે ? જો હોય તો કહો ને કે અંજન આવ્યો છે તે વાંસલો મૂકી ઘડી ભર બારીયે ડોકાય.

(પૂર્વની બારીમાંથી ભીમજી કૂદી પડે છે. અને અંદર આવી અંજનના પલંગની પાછળ ઊભો રહે છે. તેણે માથાને ધારીના આકારમાં બોડાવ્યું છે ને વચમાં ચોટલી ફગે છે.)

**ભીમજી :** કેમ અંજન ભાઈ ! આવે કટાણે મારું તે શું કામ પડ્યું ? મારા બાપા સામે બેસી રંદો ખેંચાવતો હતો ત્યાં તારી બૂમ સાંભળી. શું કામ છે ? જલદી બોલી નાખ. પાછું મારે કામ છે.

**અંજન :** એમ ઉતાવળો થા મા, ભાઈ! હું તો તને રમવા તેડી જવા આવ્યો છું. પહેલાં તો તું મને કેવો તારે ત્યાં લઈ જતો અને વાંસલાથી મોઈ ઘડી આપતો. બધું ભૂલી ગયો? હું ગામના મુખીનો અંજન. જો તો મારા મોઢા સામું, કાંઈ અણસાર આવે છે?

**ભીમજી :** ગામના મુખીનો અંજન મટીને હવે તો તું ઉદેપુરનો રાણો અંજનસિંહ થયો! હવે તમારે ને અમારે શું? રાજા સાથે દોસ્તી ન હોય. જા, ભાઈ! જા; મને મારું કામ કરવા દે.

**અંજન :** (બંને હાથ પહોળા કરી) અરે ભાઈ! વાત તો સાંભળ.

**ભીમજી :** હવે વાત ને બાત!

(પશ્ચિમના બારમાંથી ચાલી જાય છે. અંજન નિસાસો નાખે છે.)

હવે શું કરવું? કોઈ જ આવતું નથી. જાણે સૌ મારાથી દાઝતા ન હોય એમ દૂર ભાગે છે. ધનાઢેઢના છોકરાને જેમ અમે 'ખસ, ખસ!' કરી દૂર કાઢતા તેમ હવે સૌ મને અળગો કરે છે! આવું રાજ્ય મને........

(શયનખંડ નીચે ડેલી પર નોબત ગગડે છે. શરણાઈઓનો સૂર ગાજી રહે છે. અંજન ચમકીને બેઠો થઈ જાય છે. બેબાકળાની જેમ આંખો ચોળતો આમ તેમ જોવા લાગે છે.)

આ શું? આ તો રાજમહેલનો શયનખંડ! આ રત્નજડિત પલંગ! આ ખોટા મોરલા અને આ મખમલનો ગાલિચો! હીરામોતીનાં તોરણતોરા અને મીનાકારી ફૂલદાની! હું અહીં ક્યાંથી? ક્યાં ગઈ પેલી માલણ નદી અને ગાભું ગામ? ક્યાં ગયો અજિત? અને ક્યાં ગયા પેમલો અને ભીમજી? (થોડી વાર પછી) સ્વપ્નું, સ્વપ્નું એ તો!

(પશ્ચિમના બારણામાંથી કારભારી પ્રવેશ કરે છે. એ આધેડ વયના છે.)

**કારભારી :** મહારાજાને ઘણી ખમ્મા ! નામદાર ! હવે ઉતાવળ કરી નિત્યકર્મમાંથી પરવારી લો ! સવારના પહોરમાં દરબાર ભરાવાનો છે અને ગુરુદેવ આપને રાજ્યતિલક કરવાના છે. ઊઠો, પધારો !

**અંજન :** મારે નથી આવવું. ઉદેપુરનું રાજ્ય નથી જોઈતું મારે ! મને મોકલી દો પાછો મારે ગામ ! મને અહીં લગીરે ગમતું નથી.

**કારભારી :** (પાસે જઈ) અરે, એમ તે કાંઈ થાય ! નામદાર ! ચાલો, હું આપને ઉપાડી લઉં. આપને ચાલવાની તસ્દી મટી.

(અંજનને ઉપાડી ખભે બેસાડી નાચવા લાગે છે.)

જાગો જાગો ને બાળારાજા !
ખવરાવું ઘી, ખાંડ, ખાજા. જાગો૦
સોનલા સિંહાસને રૂપાની ઘૂઘરી !
કસબી કિનખાબ માંહીં ઝાઝી જરી ભરી !
હાંરે ખૂબ વગડાવશું વાજાં ! જાગો૦

(ગાતો નાચતો બાળારાજાને તેડી જાય છે.)

## અભ્યાસ

૧. અંજનની સાથે તેના મિત્રોએ રમવાની શા માટે ના પાડી ?

૨. અંજનને રાજમહેલમાં શા માટે ગમતું ન હતું ?

૩. તમને રાજા થવું ગમે કે ગરીબ થવું ? શા માટે ?

૪. તમને કઈ કઈ રમત રમવી ગમે ?

૫. તમને કોઈ વખત અંજનના જેવું સ્વપ્નું આવ્યું છે ? તમને આવેલા કોઈ પણ સ્વપ્ના વિષે દસ લીટી લખો.

૬. આ નાટક ભજવીએ તો તમને કયો પાઠ લેવો ગમે ? શા માટે ?

# ગેલિલિયો



ગેલિલિયો

[ આ પાઠના લેખક શ્રી. બાબુભાઈ કાપડિયા મુંબઈની ગોકળદાસ તેજપાળ હાઈસ્કૂલમાં વિજ્ઞાન અને ભૂગોળના શિક્ષક છે. તેઓ વિજ્ઞાનની બાબતો સરળ રીતે અને બાળકો સમજે એવી રીતે રજૂ કરે છે. વિજ્ઞાનના વિષયમાં તો એવાં ગંભીર સત્યો ભરેલાં છે કે આપણને સમજતાં પણ વાર લાગે. અને એ પ્રમાણે લોકો સમજતા નહીં માટેજ જૂના શોધ કરનારાઓને લોકો ઘણીવાર જૂઠા ગણી હેરાન કરતા. આ પાઠમાં એક મહાન વૈજ્ઞાનિકનો પરિચય, એણે જે શોધો કરી તેની સાથે આપ્યો છે. આવી આવી શોધોને લીધે જ જગત આગળ વધ્યું છે અને વધતું જાય છે. જ્ઞાનનો તો કદી અંત જ આવતો નથી. ]

તમે દરરોજ નિશાળે વખતસર આવી પહોંચો છો. સમય બરાબર થયો છે તેની તમને કેવી રીતે ખબર પડે છે? દીવાલ પર લટકતાં કે બીજાં ઘડિયાળના કાંટા તમને ખબર આપી દે છે. ઘડિયાળ ન હતાં ત્યારે રેતીની ઘડિયાળ કે પાણીની ઘડિયાળ સમય જોવા માટે વપરાતી.

કોઈ લટકતી વસ્તુને તમે ઝૂલતી જોઈ છે? એક દોરો લો અને તેને એક છેડે પથ્થર બાંધો. બીજો છેડો હાથમાં બરાબર

પકડી રાખો. પછી પથ્થરને આમથી તેમ ઝુલાવો. શરૂઆતમાં તે જલદી જાય છે; પણ પાછળથી ધીમો પડી જાય છે. જલદી જલદી જાય છે ત્યારે એક આંટો ખાવામાં જેટલો સમય લાગે છે તેટલો જ સમય ધીમો પડી જાય છે ત્યારે પણ લાગે છે એવું તમને લાગે છે? ઘણાં વરસો પહેલાં એક દેવળમાં ફાનસને ઝૂલતું જોઈ આવો નિયમ ગેલિલિયો નામના એક વૈજ્ઞાનિકે શોધી કાઢ્યો. અને આ નિયમને આધારે આપણાં ઘડિયાળો રચાયાં.



પીસાનો ઢળતો મીનારો

તમે ત્રીજે કે ચોથે માળેથી કાગળ અને પથ્થર જમીન પર ફેંકયાં હશે. એમાંથી જમીન પર વહેલું શું પડે છે? તમે કહેશો પથ્થર. ત્યારે એક ભારે વસ્તુ અને બીજી હલકી વસ્તુ ઊંચેથી ફેંકતાં ભારે વસ્તુ પહેલાં નીચે પહોંચે. આવો આપણો અનુભવ છે. પહેલાં પણ લોકો એમ જ માનતા. ભારે વસ્તુને પૃથ્વી વધારે જોરથી ખેંચે અને હલકી વસ્તુને ઓછા જોરથી. પણ ગેલિલિયોએ કહ્યું, “ના ભાઈ, બંને વસ્તુ સાથે જ

પડે." પણ તેનું માને કોણ? તેથી તેણે પીસા શહેરના ટાવર પરથી એ પ્રયોગ કરી બતાવ્યો. ૧૭૦ ફૂટ ઊંચા ટાવર પરથી એક શેરનો અને બીજો સો શેરનો પથ્થર સાથે જ નીચે ફેંકયા. બંને પથ્થરો સાથે જ નીચે આવ્યા. ગેલિલિયોએ કહ્યું કે કાગળ અને પથ્થરનું પણ એમ જ થાય. પણ કાગળ બહુ જ હલકો હોવાથી હવા તેને જલદી આવવા દેતી નથી. પણ હવા વગરની જગ્યામાં તો પથ્થર અને કાગળ પણ સાથે જ પડે.

એના વખતમાં લોકોએ એનું માન્યું નહીં. આ વાત છે લગભગ સાડા ત્રણસો વરસ પહેલાંની. ત્યારે લોકો બહુ જ વહેમી હતા. પોતે જે માનતા હોય તેનાથી કાંઈ નવું કહેવાય તો માને જ નહીં. ઉપરની ખરી હકીકત માનવાને બદલે ગેલિલિયો પર તે લોકો ગુસ્સે થયા, અને તેને ગણિતના પ્રોફેસરની પદવી ઉપરથી કાઢી મૂકયા.

પણ તે કાંઈ એમ હારી જાય તેવા નહોતા. બીજી એક નવી બાબતમાં આ સમયે ચર્ચા ઊભી થઈ. તમે દરરોજ સૂર્યને ઊગતો જુઓ છો. ધીરે ધીરે તે ઊંચે જાય છે અને બપોરે માથા ઉપર આવે છે. સાંજે તે પાછો આથમી જાય છે તમને લાગે કે સૂર્ય આપણી આજુબાજુ ફરે છે અને આપણી પૃથ્વી સ્થિર છે. ધર્મ-પુસ્તકોમાં પણ એમ જ કહેલું હતું. પણ ગેલિલિયોએ તો કહ્યું, "આમાં તમે ભૂલ કરો છો. સૂર્ય ફરતો નથી પણ પૃથ્વી ફરે છે." વાત તો ખરી છે. પણ તમે માનો ખરા? તમે આગગાડીમાં તો ઘણીવાર બેઠા હશો. જ્યારે ગાડી ઘણી જ ઝડપથી ચાલતી હોય ત્યારે ઝાડ અને તારના થાંભલા તમને ચાલતા નથી દેખાતાં? ગેલિલિયોની આ વાતથી તો ધર્મગુરુઓ પણ ચીડાયા.

એના કરતાં પણ ભારે ધમાલ તો પછીથી ઊભી થઈ. ઘણી દૂરની વસ્તુ જોવા માટે વપરાતા દૂરબીન વિષે તો તમે સાંભળ્યું હશે. હોલેન્ડના એક માણસે તેની શોધ કરી હતી. પણ ગેલિલિયોએ એમાં સુધારા કરી છેક આકાશની વસ્તુઓ પણ જોઈ શકાય એવું દૂરબીન તૈયાર કર્યું. આ દૂરબીન તેણે ઉપસેલા કાચ વાપરીને બનાવ્યું હતું. તે વડે તેણે દૂરની વસ્તુને હજારગણી મોટી અને ત્રીશગણી વધારે નજીક જોઈ.

આવું દૂરબીન તેણે ફેરવ્યું આકાશ તરફ, અને આકાશમાં તેણે ગ્રહો અને તારાઓનું નવું જ જગત જોયું. આ અદ્દભુત દૃશ્ય જોઈ તેને એટલો બધો આનંદ થયો કે થોડીવાર તો તેણે નાના બાળક જેમ નાચ્યા કર્યું. પહેલાં તેણે ચંદ્રને જોયો. તેના પર પૃથ્વીની પેઠે પહાડો અને ખીણો દેખાયાં. શનિ જેવા બીજા ગ્રહો પણ દેખાયા. પછી વારો આવ્યો સૂર્યનો. એના પર તો નવી જ વાત હાથ લાગી. આપણને તો સૂર્ય આખો પ્રકાશિત લાગે છે. પણ ગેલિલિયોને જણાયું કે સૂર્યની બધી જગ્યા એક સરખા તેજવાળી નથી. અને એક બે જગ્યાએ મોટી ખાઈ જેવું દેખાય છે. અને ત્યાં તો ઓછા તેજવાળી જગ્યા છે. આને સૂર્યકલંક કહેવાય. સૂર્ય જેવી પવિત્ર વસ્તુ પર કલંક ! આ તો ધર્મની વિરુદ્ધ. બસ પછી તો પૂછવું જ શું ! ધર્મગુરુઓનો ખોફ એમના પર ઊતર્યો. આ પહેલાં તો કેટલાએ શોધ કરનારાઓને જીવતા બાળી મૂકવામાં આવેલા. ગેલિલિયો ઉપર પોપની આગળ છ માસ કેસ ચાલ્યો. સજાની બીકે એને કહેવું પડ્યું કે "મેં જે કહ્યું છે તે ભૂલભરેલું છે, અને હવે પછી એવું કરીશ નહીં."

આવી મહાન શોધ કરનાર આ મહાન પુરુષનો જન્મ ઈટાલીના પીસા શહેરમાં ઈ. સ. ૧૫૬૪ માં થયો હતો. નાનપણમાં રમત-

ગમતમાં પણ તે નાનાંનાનાં યંત્રો બનાવતો. ગણિતનો તો એને બહુ જ શોખ. પણ પિતાની ઈચ્છાથી તે વૈદક ભણવા લાગ્યો. ચોરીછૂપીથી પણ પોતાનો માનીતો વિષય વાંચવાનું તે ચૂકતો નહીં. આથી તેના પિતાએ હઠ છોડી તેને ગણિત શીખવાની રજા આપી. પછી તો છવ્વીસમે વરસે તે ગણિતના અધ્યાપક નિમાયા, અને ઘણી શોધો કરી, તે આપણે જોઈ ગયા. તેને પોતાના વિચારો માટે ઘણી હાડમારી વેઠવી પડી. ઘડપણમાં પણ તેને નસીબે દુઃખ જ હતું. એની પ્રિય પુત્રી મરણ પામી, ત્યાર પછી થોડા જ વખતમાં તેણે આંખો ગુમાવી; અને આવા દુઃખમાંથી જાણે છોડાવવાને તેમને ૭૮ વરસની ઉમરે ઈ. સ. ૧૬૪૨ માં મૃત્યુ ખેંચી ગયું. પણ એમણે શોધેલાં સત્યો તો આજે આખી દુનિયાને જ્ઞાનનો પ્રકાશ આપી રહ્યાં છે. અને આજે પણ આપણે આ સત્ય–શોધકને સંભારીએ છીએ.

## અભ્યાસ

૧. ગેલિલિયો કયા સમયમાં, કયા દેશમાં થઈ ગયો ? એના સમયના લોકો કેવા હતા ?

૨. ગેલિલિયોના પિતાએ હઠ કેમ છોડી ? એથી ગેલિલિયોને કાંઈ ફાયદો થયો ?

૩. ઘડિયાળની શોધ કયા નિયમને આધારે થઈ. એ નિયમની પ્રથમ જાણ કોને અને કેવી રીતે થઈ ?

૪. દૂરબીનની શોધને ગેલિલિયોએ કેવી રીતે આગળ વધારી ? એ જાતના દૂરબીનમાંથી એને શું નવું જાણવાનું મળ્યું ?

૫. ધર્મગુરુ સમક્ષ ગેલિલિયોને શા માટે ઊભો કરવામાં આવ્યો ? પોતાનો જાન બચાવવા એણે શું કર્યું ?

૬. આ પાઠમાં પીસાના ઢળતા મીનારાનું ચિત્ર છે. એને લગતી થોડી હકીકત તમે એકઠી કરો.

# સંત ફ્રાન્સિસ

[ એક મોટા કાપડિયાનો દીકરો, રંગીલો, લડવૈયો સિપાહી, અંતે બધું છોડી, પ્રભુને નામે ભિખારી સંન્યાસી બનનાર, અને માણસ કે પશુપક્ષી બધાં પર પ્રેમ કરી, તજાયેલાંઓને અપનાવી, પતિત સમાજમાં ધર્મતેજ આણનાર સંતની જીવન કથાના અહીં બે ત્રણ પ્રસંગો આપ્યા છે. એની ૭૦૦ મી મૃત્યુતિથિ ૧૯૨૫ માં જગતભરમાં ઉજવાઈ હતી. આ પાઠના લેખક શ્રી. મહાદેવભાઈ દેસાઈ ગાંધીજીના મંત્રી તરીકે તો ઘણી સારી રીતે જાણીતા છે. તેઓ સુંદર ગદ્યલેખક અને કુશળ અનુવાદક છે.

ઈશુના પછી ઈશુના જીવનનું પ્રત્યેક અંશે અનુકરણ કરનાર અને ઈશુનું જીવનકાર્ય સંપૂર્ણપણે ચાલુ રાખનાર સંત ફ્રાન્સિસ સિવાય ભાગ્યે જ બીજો કોઈ થયો છે.

પ્રાણી માત્ર માટે જ નહિ પણ ઈશ્વરની સૃષ્ટિ માત્ર માટે બંધુપ્રેમ અનુભવનાર, વાઘવરુને ભાઈ માનનાર, મૃત્યુને વહાલી ભગિની માની ભેટનાર, પરમાત્માની સૃષ્ટિમાં અણુએ અણુ પરમાત્માનો અંશ છે અને આદરપાત્ર છે એમ માનનાર આ સાધુનું જીવન આપણને અનેક રીતે ઉપયોગી છે. ]

સંત ફ્રાન્સિસ મહારાષ્ટ્રસાધુ જ્ઞાનદેવનો લગભગ સમકાલીન કહેવાય. ૧૧૮૨ માં તેનો જન્મ થયો હતો. તેનો પિતા એક મોટો વેપારી હતો. અને ફ્રાન્સિસના જન્મ વખતે પિતા ફ્રાન્સમાં હતો એટલે બાળકનું નામ ફ્રાન્સિસ પડ્યું.

તેને બહુ કેળવણી મળી હોય એવું લાગતું નથી. પિતા જરા સુખી હતા, એટલે ઘણા જુવાનો ફ્રાન્સિસની આસપાસ ફરતા. એટલે કેટલોક સમય તો તે ફક્કડોનો સરદાર હતો. ફક્કડ કપડાં પહેરવાં, ગાનતાન કરતા ગામમાં ફરતા ફરવું, એ એનું જીવન હતું.

એ વિલાસવૈભવમાં પણ એનો આત્મા તદ્દન સૂતેલો ન હતો. કોઈવાર પોતાની આસપાસનાં ગરીબને જોઈને તેનું અંતર ભીનું થતું, અને પોતે જેટલું ખરચે છે તે કેટલાયે ગરીબને રોટલો આપવાને ચાલે એમ તેને વિચાર થતો.

આ વિલાસકાળનો એક પ્રસંગ નોંધવા લાયક છે. એક દિવસ પોતાના પિતાની દુકાનમાં તે બીજા વેપારીને મખમલ કિનખાબ વેચતો હતો. ત્યાં એક ભિખારી ભીખ માગતો આવ્યો. મખમલનો સોદો બહુ કાળજીથી થઈ રહ્યો હતો ત્યાં પેલાએ 'ભિક્ષાં દેહિ'નો પોકાર કર્યો. તેથી કદાચ બંને સોદાગરોને ચીડ ચડી હશે. એટલે ભિખારીને કાઢવામાં આવ્યો. પણ સોદો થઈ ગયો એટલે ફ્રાન્સિસે ડોકિયું કર્યું તો ભિખારી ન હતો.

"પૈસાની ભાંજગડમાં બારણે આવેલા યાચકને કાઢ્યો; મારા જેવો કઠોર કોણ? શું યાચક કરતાં પેલા વેપારી વધારે?" આમ વિચારતો તે પોતાની બેઠક પરથી કૂદ્યો, મખમલ મખમલને ઠેકાણે રહ્યું, અને તેણે તો પેલા ભિખારીની પાછળ દોટ મૂકી. દોડતાં દોડતાં જ્યારે પેલો ભિખારી હાથ આવ્યો ત્યારે આનંદથી તેને ભેટી તેનાં ગજવાં ભર્યાં. તે જ વેળા પ્રતિજ્ઞા કરી, 'આજે તો ગરીબની અવગણના કરી અને આટલું પ્રાયશ્ચિત્ત કરવું પડ્યું. હવે જિંદગીમાં કદી ગરીબને તરછોડીશ નહીં.' પ્રતિજ્ઞા કરતાં તો જાણે ફ્રાન્સિસને કશો શ્રમ જ ન પહોંચતો. ઘણા વચન અને પ્રતિજ્ઞા કરવામાં શૂરા હોય છે. પણ ફ્રાન્સિસના જેવા પ્રતિજ્ઞાપાલનમાં શૂરા તો જગતે કોક જ દેખ્યા છે. ફ્રાન્સિસની પ્રતિજ્ઞાશૂરતાની સરખામણી હરિશ્ચંદ્રની સાથે સુખે થઈ શકે એમ છે.

ફ્રાન્સિસ વીસેક વર્ષનો થયો ત્યારે ઈટલીનાં બે નગરો વચ્ચે લડાઈ થઈ—એસાઈઝી અને પેરૂગિયા. એસાઈઝીના નાગરિકોએ

કેટલાક અમીરોને કાઢી મૂક્યા હતા. તેમની વહારે ધાઈ પેરૂગિયા-વાળાઓએ એસાઈઝી ઉપર ચડાઈ કરી. પોતાના શહેર તરફથી ફ્રાન્સિસ લડ્યો, અને ફ્રાન્સિસની ટુકડી કેદ પકડાઈ.

કેદીઓમાં બીજા કેદીઓ સાથે એક એવો હતો કે જેને લીધે હાર ખાવી પડી હોય એમ લાગતું હતું. કદાચ પેલાની બેવફાઈ પણ હોય. આને લીધે પેલાનો બહિષ્કાર થયો હતો. કેદીઓમાં તે એકલો એકલવાયો પડી રહેતો, જ્યારે બીજા ગમ્મત કરતા. ફ્રાન્સિસે પેલાને સંઘર્યો અને સોડમાં લીધો, અને 'જેને પ્રભુ તરછોડે તેને ફ્રાન્સિસ અપનાવે છે,' એ ભાવી સ્તુતિને તે દિવસથી સાચી પાડી.

એક વર્ષ કેદ ભોગવી સુલેહ થયે ફ્રાન્સિસ એસાઈઝી આવ્યો. વળી એક લડાઈનો પ્રસંગ આવ્યો. તે લડવા નીકળ્યો, અને રસ્તે માંદો પડ્યો. માંદગીમાં 'પાછો ફર' એવો સંદેશો કોઈ દેતું હોય એમ તેને લાગ્યું. ઘેર પાછો આવ્યો. ઘેર આવી કાંઈક વિમાસણમાં પડ્યો. પોતાના જીવન વિષે પણ અનેક વિચારો થવા લાગ્યા. જૂના મિત્રો તો તેની આસપાસ વીંટળાતા જ હતા, પણ બધાથી જુદા જ રાગનો એક નવો મિત્ર મળ્યો. તેની આગળ તે પોતાના મનનો અકળાટ કહેવા લાગ્યો, હૃદય હલકું કરવા લાગ્યો. અનેક વાર બંને મિત્રો એકાંત સેવવા લાગ્યા.

એકવાર તેણે મિત્રોને ખાણું આપ્યું. પેલાઓએ ઘેલાતૂર બનીને નાચગાન કર્યાં. ફ્રાન્સિસને મુગટ પહેરાવીને ફક્કડોનો રાજા બનાવ્યો; પણ ઘડીક વાર પછી જોયું કે ફ્રાન્સિસ તો કયાંક છટકી ગયો હતો! શોધતાં શોધતાં કયાંક તે વિચારમાં ગરક થયેલો, સમાધિમાં લીન થયેલો નજરે પડ્યો.

'તને થયું છે શું?' કરીને પેલાઓએ બૂમ પાડી.

'થાય શું? એને હવે બૈરી લાવવી છે.' બીજાએ મજાક કરી.

'હાસ્તો' ફ્રાન્સિસે વિષાદમય સ્મિતથી જવાબ દીધો. 'તમારી કલ્પનામાં ન હોય એવી સુંદર, સમૃદ્ધ સ્ત્રીને મારે પરણવું છે.'

પેલા કાંઈ સમજ્યા નહીં. પણ ફ્રાન્સિસની આત્મજાગૃતિ સંપૂર્ણ થઈ ગઈ હતી. તેનો સમય વધારે વધારે એકાંતમાં અને ચિંતનમાં હવે જવા લાગ્યો, ગરીબોને તે વધારે દાન કરવા લાગ્યો.

આ અરસામાં તેણે રોમની યાત્રા કરી. રોમમાં પણ તે વેળા, કાશીમાં યાત્રાળુઓને જેટલા દેવ તેટલા ભિખારીઓ મળે છે તેમ, ભિખારીઓની ઠઠ હશે જ. એ ભિખારીઓના તરફ તિરસ્કાર થવાને બદલે ફ્રાન્સિસને વિચાર થયોઃ 'ગરીબ થઈને ભીખ માગતાં શું થતું હશે ? મારાથી ભીખ ન મંગાય ?' ફ્રાન્સિસે પોતાના મનને પૂછ્યું. સેંટ પીટરના દેવળ આગળના ઢગલાબંધ ભિખારીઓમાંથી એકની પાસે જઈને તેણે તેનાં ચીંથરિયાં કપડાં માગ્યાં, પોતાનો પોશાક પેલાને પહેરાવ્યો, અને આખો દિવસ ત્યાં ઉપવાસી ભિક્ષુકની જેમ હાથ લાંબો કરીને ભીખ માગતો ઊભો રહ્યો. આમ ઘડીકવાર ભિખારી જીવનનો અનુભવ લેવો એ તેને મોટો લહાવો લાગ્યો, અને તે દિવસ તેણે અપાર આનંદમાં ગાળ્યો.

## અભ્યાસ

૧. બાળપણમાં ફ્રાન્સિસ કેવો હતો ?
૨. ફ્રાન્સિસ અને ભિખારીનો પ્રસંગ ટૂંકમાં વર્ણવો.
૩. "જેને પ્રભુ તરછોડે છે તેને ફ્રાન્સિસ અપનાવે છે" આ વાક્ય સમજાવો. અને એ દર્શાવતો એક પ્રસંગ ફ્રાન્સિસના જીવનમાંથી ટાંકો.
૪. ફ્રાન્સિસે મિત્રોને ખાણું આપ્યું તે પ્રસંગ વર્ણવો.
૫. ફ્રાન્સિસે ભીખ માગવાનું કેમ પસંદ કર્યું ?
૬. એક ભિખારીના જીવન ઉપર થોડી લીટી તમારી જાતે લખો.

## ૨૯

# જાગને જાદવા



[ આ નરસિંહ મહેતાનું બીજું કાવ્ય છે. હવે તો તમે એ કવિથી એટલા પરિચિત થઈ ગયા હશો કે વધારે કંઈ કહેવાને બદલે તમને એ વિશે કંઈક પૂછવું એ જ ઉચિત ગણાય. ]

જાગને જાદવા, કૃષ્ણ ગોવાળિયા,
તુજ વિના ધેનમાં કૂણ જાશે ?
ત્રણસેં ને સાંઠ ગોવાળ ટોળે મળ્યા,
વડો રે ગોવાળિયો કૂણ થાશે ?

દહીં તણાં દૈથરાં, ઘી તણાં ઘેબરાં,
કઢિયલ દૂધ તે કૂણ પીશે ?
હરિ તાર્યો હાથિયો, કાળિનાગ નાથિયો,
ભૂમિનો ભાર તે કૂણ લેશે ?

જમુનાને તીરે, ગૌધેન ચરાવતાં,
મધુરી શી મોરલી કૂણ વાશે ?
ભણે નરસૈંયો તારા ગુણ ગાઈ રીઝિયે,
બૂડતાં બાંહેડી કૂણ સ્હાશે ?

## અભ્યાસ

૧. કૃષ્ણને 'ગોવાળિયો' ને 'જાદવ' શા માટે કહેવામાં આવે છે ?

૨. કૃષ્ણના ઊઠતાં પહેલાં એની માતાએ શી તૈયારી કરી રાખી છે ?

૩. નીચેના ત્રણ પ્રસંગો વિષે હકીકત એકઠી કરો.

(ક) હરિ તાર્યો હાથિયો (ખ) કાળિનાગ નાથિયો (ગ) ભૂમિનો ભાર ઊંચકયો.

૪. કાવ્યની છેલ્લી લીટી વિગતવાર સમજાવો.

# શ્યેન ચાંગ

[ રાજર્ષિ અશોકના સમયમાં બૌદ્ધધર્મનો પ્રચાર જગતના ઘણા દેશોમાં થયો. ચીનની પ્રજા પણ એ ધર્મ પાળવા લાગી. એ દેશમાંથી ઘણા ભાવિક ભક્તો યાત્રા કરવા આપણા દેશમાં આવતા. એ મહાન મુસાફરોને માર્ગમાં ઘણાં જોખમો ખેડવા પડતાં. એવો એક પ્રવાસી ફા–હિયાન ગુપ્તવંશના વખતમાં ભારતમાં આવ્યો હતો. તેના પછી ત્રણસો વરસે એક બીજો સાધુ ભારતના પુણ્ય પ્રવાસે આવ્યો. ઇતિહાસ આ સાધુને હ્યુઆનસાંગના નામે ઓળખે છે. ચીનદેશની ભાષામાં તેના નામનો ઉચ્ચાર શ્યેન ચાંગ થાય છે. તે પ્રવાસીની જીવનકથા આ પાઠમાં શ્રી. જયંતીલાલ ચિનાઇએ રજૂ કરી છે. શ્રી. ચિનાઈ ઇતિહાસના સારા અભ્યાસી છે અને હાલમાં, મુંબઈની બાબુ પન્નાલાલ જૈન હાઇસ્કૂલમાં ઇતિહાસના શિક્ષક તરીકે કામ કરે છે. ]

ગોબીના વિશાળ રણમાંથી એક જુવાન સાધુ ચાલ્યો આવે છે. સૂરજનો સખત તાપ પડે છે. ધગધગતી રેતી ઊડે છે. જુવાન સાધુના પગે ફોલ્લા ઊઠ્યા છે. તેને તરસ લાગી છે. આવા રણમાં પાણી કયાં મળે ? મૃગજળ જોઈ જોઈ મુસાફરની આંખે અંધારાં આવ્યાં ને તે નીચે પડી ગયો. પડતાં પડતાં તેણે પ્રાર્થના કરી. પ્રભુએ તેની પ્રાર્થના સાંભળી. રાતે ઝાકળ પડ્યું. સવારના શીતળ પવનમાં તેને જરા ભાન આવ્યું. ઝાંખરા પર બાઝેલાં ઝાકળનાં ટીપાં ચાટી તેણે ચેતના મેળવી ને ઊભો થઈ આગળ ચાલવા લાગ્યો.

એ હતો ચીનનો વિખ્યાત સાધુ શ્યેન ચાંગ. ઈ. સ. ૬૦૩ માં એનો જન્મ થયો હતો. આઠ નવ વર્ષની નાની વયે તેણે પોતાના સમયની સઘળી વિદ્યા મેળવી લીધી. ભગવાન બુદ્ધની કથાઓમાં તેને ઘણો રસ પડવા લાગ્યો. દીક્ષા લઈ મઠમાં દાખલ થવાની તેના

મનમાં તીવ્ર ઇચ્છા જાગી. વડીલોનો વાર્યો એ ન વર્યો. મઠના સાધુઓએ આ નાના બાળકને દીક્ષા આપવાની ના પાડી; પરંતુ શ્યેન ચાંગનો નિર્ણય મક્કમ હતો. બે ત્રણ દિવસ લગી કશું પણ ખાધા પીધા વિના તેણે મઠની આસપાસ ફર્યા જ કર્યું. આખરે મઠના મુખ્ય અધિકારીને દયા આવી. બાળકની ધર્મશ્રદ્ધા જોઈ ધર્મગુરુએ તેને દીક્ષા લેવાની રજા આપી.

હવે શ્યેન ચાંગ મઠમાં રહેવા લાગ્યો. બૌદ્ધધર્મના વિવિધ ગ્રંથોનો તેણે ઊંડો અભ્યાસ કર્યો. મઠમાં વારંવાર ધર્મ વિષે વાદ-વિવાદો થતા. શ્યેન ચાંગ તેમાં ઉત્સાહથી ભાગ લેતો. એના અસાધારણ જ્ઞાનથી સાધુઓ અંજાઈ જતા. વાદવિવાદમાં તેનો વારંવાર વિજય થતો, પણ આવા વિજયથી ન થયો એને સંતોષ કે ન આવ્યું એનામાં અભિમાન. ચર્ચા કરતાં ઘણી વખત શ્યેન ચાંગના મનમાં શંકાઓ ઊઠતી. આખરે તેણે એ શંકાઓનું સમાધાન કરવા ભારતભૂમિના પ્રવાસે જવાનો સંકલ્પ કર્યો. પવિત્ર વિહારોનાં દર્શન થશે, ભગવાનનાં અવશેષ ભેગાં કરાશે અને પાલી તેમ જ સંસ્કૃત ભાષામાં લખાયેલા બૌદ્ધધર્મના મૂળ ગ્રંથોનો અભ્યાસ કરી શકાશે એમ વિચારી તેણે હિંદમાં આવવાની તૈયારી કરી.

એ વખતે ચીનદેશમાં વારંવાર વિગ્રહો થતા હતા, તેથી ચીનના રાજાએ ચાંગને જવાની રજા ન આપી. તેના મિત્રો આવું સાહસ ખેડવાની તેને ના પાડવા લાગ્યા; પણ સાહસ અને સંકટના ખ્યાલે ડરી જાય તેવો આ સાધુ ન હતો. સાચું જ્ઞાન મેળવવાની એના હૃદયમાં તીવ્ર ઉત્કંઠા હતી. તક્ષશિલા અને નાલંદનાં વિદ્યા-લયો તેની આંખ સમક્ષ સ્વપ્ન જેવાં રમતાં હતાં. એક રાતે તે બે ચાર મિત્રો સાથે પાટનગર છોડી ભાગ્યો. કવા—ચાઉ આગળ

આવતાં એનો ઘોડો થાકીને મરણ પામ્યો. સાથીઓ પણ પાછા ફર્યા. ઊંચા પર્વતો ઓળંગતો, ગાઢ જંગલોમાંથી પસાર થતો તે સાધુ ગોબીની સરહદ પર આવ્યો. અહીંના સૂબાએ ચીનના રાજાની આજ્ઞા પ્રમાણે તેને પકડ્યો. શ્યેન ચાંગે સૂબાને જણાવ્યું,



તક્ષશિલાનાં ખંડેરો

'શા માટે મને રોકો છો ? હું તો ધર્મને ખાતર આ સાહસ ખેડી રહ્યો છું.' સૂબાનું અંતઃકરણ પીગળ્યું. તેણે ચાંગને જવા દીધો. રસ્તામાં ગોબીના રણમાં તે શી રીતે બચ્યો તે તો આપણે શરૂઆતમાં જોયું.

મહિનાઓ સુધી મુસાફરી કર્યા પછી આખરે તે હિંદુસ્તાનમાં આવ્યો. હિંદમાં એ વખતે શ્રીહર્ષવર્ધનનું રાજ્ય હતું. તેના આગ્રહને વશ થઈ શ્યેન ચાંગ આશરે આઠ વર્ષ તેના દરબારમાં રહ્યો. નાલંદના વિશ્વવિદ્યાલયમાં રહી તેણે બૌદ્ધધર્મના

મૂળ ગ્રંથોનો અભ્યાસ કર્યો. તેણે દેશના જુદા જુદા ભાગોમાં ફરી અનેક વિહારો, ચૈત્યો અને સ્તૂપોનાં દર્શન કર્યાં ને ભગવાન બુદ્ધના અવશેષો ભેગા કર્યા. તેણે ૬૫૭ ગ્રંથોની નકલ ઉતારી લીધી. પોતાના પ્રવાસની રસમય હકીકતો તેણે પોતાના એક પુસ્તકમાં લખી છે. શ્રીહર્ષના સમયમાં આપણા દેશની જાહોજલાલી કેવી હતી તે જાણવાનું મુખ્ય સાધન આ ગ્રંથ છે.

"મહારાજ! મારી ફરજ તો મારા દેશબંધુઓની સેવા કરવાની છે. મારે તેમને સાચો ધર્મ સમજાવવો છે. આપના પ્રેમભર્યા આદરસત્કાર માટે સર્વદા આભાર માનીશ. પણ મારાથી હવે વધારે વખત અહીં નહીં રહેવાય." આમ બોલી શ્યેન ચાંગે હર્ષવર્ધન પાસે વિદાય માગી. રાજાએ આપેલાં અમૂલ્ય રત્નો અને ધનમાંથી કશું પણ લીધા વિના કેવળ ખપ પૂરતી ચીજો લઈને શ્યેન ચાંગ ચાલી નીકળ્યો. પંદર વર્ષ પહેલાં ચોરની માફક છુપાતો જે પ્રવાસે ગયો હતો તે જ્યારે પવિત્ર ગ્રંથો અને અવ-શેષો સાથે વતનમાં પાછો આવ્યો ત્યારે લોકોએ તેને ઘણું માન આપ્યું. ચીનના રાજાએ તેનું ભાવભર્યું સ્વાગત કર્યું. પરંતુ આ ધર્મપ્રેમી સાધુ તો મઠના એકાંતમાં રહી પોતાના કાર્યમાં પડી ગયો. તેણે ૭૪ ધર્મગ્રંથોનો પોતાની ભાષામાં અનુવાદ કર્યો. આ રીતે પોતાના દેશબંધુઓની સેવા કરી આ સાધુપુરુષે ૬૫ વર્ષની ઉંમરે દેહ છોડ્યો.

### અભ્યાસ

૧. શ્યેન ચાંગની બાલ્યાવસ્થાનું વિશે જે જાણતા હો તે લખો.
૨. શા માટે તે હિંદની યાત્રાએ નીકળ્યો હતો?
૩. માર્ગમાં તેને શી શી મુસીબતો નડી?
૪. ગોબીના રણમાં તે શી રીતે બચ્યો?
૫. આપણા દેશમાં આવી તેણે શું શું જોયું ને શું શું કર્યું?
૬. વિદાય લેતી વખતે તેણે શ્રીહર્ષને શું કહ્યું?
૭. શ્યેન ચાંગે પોતાના દેશબંધુઓની શી સેવા કરી?

# ફૂલણજી


દલપતરામ

[ કવિ દલપતરામ જૂના અને નવા ગુજરાતની સાંકળરૂપ હતા. તેઓ નવા પ્રકાશને સત્કારતા હતા, પણ જૂનાને ઉચ્છેદીને નહીં. ગુજરાતનું પહેલું નાટક એમનું લખેલું છે. કવિતા રચનાની કળા–પીંગળશાસ્ત્ર એમણે પહેલું ગુજરાતને શીખવ્યું. ગંભીર, સાધારણ તેમ જ રમૂજી એવા અનેક વિષયો ઉપર એમણે કાવ્યો લખ્યાં છે. ગુજરાતને સુધારવા અને ઉન્નત બનાવવા એમણે સાહિત્ય રચ્યું છે. જે કાળે નર્મદ મુંબાઈમાં પ્રખ્યાત હતો તે કાળે અને તે પૂર્વે પણ અમદાવાદમાં કવિ એટલે તો દલપતરામ જ એવી એમની ખ્યાતિ હતી. તેમનું જીવનચરિત તેમના જ કવિપુત્ર નાનાલાલે વિસ્તારથી ગુજરાતને આપ્યું છે. આ સાદા છતાં સરળ કાવ્યમાં એમણે સમજવા જેવું પણ ઘણું મૂકયું છે. સમજપૂર્વક એ વાંચતાં તમને એનું રહસ્ય સમજાશે. ]

ચોપાઈ

જો આવે વીવા કે વરો, ખૂબ ફુલાવ્યો ફૂલે ખરો;<br>
દેવું કરીને ખરચે દામ, તે નરનું ફૂલણજી નામ. ૧

કરી કચેરી કસુંબા પાય, બાળક ઘરમાં બંટી ખાય;<br>
અવળાં કામ કરે જે આમ, તે નરનું ફૂલણજી નામ. ૨

લખી દેખાડે નાણા લાખ, શેકડમાં ચૂલાની રાખ;
કરે કરોડપતિનાં કામ, તે નરનું ફૂલણજી નામ. ૩
હીંડી શક્યાના હોય ન હોશ, કદીયે પણ જઈ શકે ન કોશ;
હજાર કોશ ચલાવે હામ, તે નરનું ફૂલણજી નામ. ૪
ડેલી ઉપર દીવાનાં જોર, ઘરમાં તો અંધારું ઘોર;
ઠાઠ રચે વેચીને ઠામ, તે નરનું ફૂલણજી નામ. ૫
દેડકું દેખી દિલમાં ડરે, સિંહ સાથ લડવા સંચરે;
પ્રથમ પિછાને નહીં પરિણામ, તે નરનું ફૂલણજી નામ. ૬
એક અક્ષરની નહીં યાદ, વદે વડા પંડિતથી વાદ;
ગણે મુરખમાં સઘળું ગામ, તે નરનું ફૂલણજી નામ. ૭
બીજાની ઓથે બડબડે, વળી વિજય પામે તે વડે;
તે જાણે નિજ જોર તમામ, તે નરનું ફૂલણજી નામ. ૮
ઓઢે જે ઉનાળે શાલ, ચંદ્ર છતાં ઇચ્છે જ મશાલ;
કારણ વિના કરે ધૂમધામ, તે નરનું ફૂલણજી નામ. ૯
દિલાસા તો ખાસા દે જ, બંને વખત ફરી બેસે જ;
બકે ખરો પણ દે ન બદામ, તે નરનું ફૂલણજી નામ. ૧૦
બોલે મોટા મોટા બોલ, તેમાં પૈસાભાર ન તોલ;
લગાર મોઢે નહીં લાગામ, તે નરનું ફૂલણજી નામ. ૧૧
આદરી શક્તિ થકી ઉપરાંત, ખાલી મોટી રાખે ખાંત;
દિલથી કહે છે દલપતરામ, તે નરનું ફૂલણજી નામ. ૧૨

## અભ્યાસ

૧. કવિ ફૂલણજી કોને કહે છે ?
૨. તમે આવો કોઈ ફૂલણજી જોયો છે ? એનો થોડા શબ્દોમાં પરિચય આપો.
૩. તમને ફૂલણજી થવું ગમે કે નહીં ? શા માટે ?

# વીર નર્મદ



[ આ પાઠમાં ગુજરાતના એક મહાપુરુષનો પરિચય તમને આપવામાં આવ્યો છે. એ મહાપુરુષ એક મોટો સાહિત્યકાર હતો. સ્વાશ્રય, સ્વાભિમાન, સ્વદેશપ્રેમ, શૌર્ય, નિડરતા, વિદ્યાપ્રેમ વગેરે અનેક ગુણો એ મહાપુરુષમાં હતા. સરસ્વતીને એ સાચો સપૂત હતો. પોતાનું માથું એણે કલમને ખોળે મૂક્યું હતું. આ પાઠ લખ્યો છે ભાનુશંકર વ્યાસે. આ વાચનમાળાના સંપાદકોમાં એમનું નામ તમે જોશો. કાવ્ય લખવું હોય ત્યારે એ બાદરાયણ નામની પાછળ છુપાઈ જાય છે. નર્મદના જીવનનો એક મહાપ્રસંગ આ પાઠમાં આપવામાં આવ્યો છે. તે ઉપરાંત નર્મદે પોતાની જિંદગીમાં જે જે પ્રવૃત્તિઓ કરી તેનો પણ પરિચય આ પાઠથી તમને અવશ્ય થશે. નર્મદના આખા જીવનને એકાદ પાઠમાં કેમ બાંધી લેવાય ? મોટા થશો ત્યારે તો નર્મદ વિશે તમને ઘણું જાણવાનું મન થશે. ]

"મેં ઘેર આવી કલમના સામું જોઈ તેને આંખમાં ઝળઝળિયાં સાથે અરજ કરી કે હવે હું તારે ખોળે છું. કોઈ પણ રીતની પેદાશની ગોઠવણ ન કરેલી તેથી મારા બાપ મનમાં તો બહુ દાઝયા પણ પછી મને એટલું કહ્યું કે, 'ભાઈ, ઉતાવળ કરવાની શી જરૂર હતી?' મેં વિચાર કીધો કે કવિતા તરફ મારું મન છે—નીતિ ભક્તિ તરફ મારું મન છે ને બીજા કોઈ ઉદ્યોગથી મારું મન માનતું નથી, માટે હરદાસનું કામ કરું કે જેથી પેટને પણ મળે ને મારો લખવા ભણવાનો ઉદ્યોગ કાયમ રહે."

સને ૧૮૫૮ માં નવેમ્બર મહિનાની ૨૩ મી તારીખે ૨૫ વર્ષની ઉંમરે શિક્ષક તરીકેની નોકરીનું રાજીનામું આપીને ઉપર લખેલા શબ્દો જેણે પોતાની નોંધમાં ટપકાવ્યા તેનું નામ નર્મદાશંકર લાલશંકર દવે. પણ ગુજરાત એ વ્યક્તિને વીર નર્મદ કે કવિ નર્મદ કે નર્મદને લાડકે નામે ઓળખે છે.

૨૫ વર્ષની ઉંમરે દિકરો ભણીગણીને તૈયાર થાય ત્યારે માબાપ પણ એ સારી કમાણી કરે એવી આશા જરૂર રાખે. આવી આશામાં ને આશામાં માબાપ ઘણી વાર દિકરાની ધૂનો કે તરંગોને પણ પોષે છે. નર્મદના પિતાએ પણ પુત્રનો વિદ્યાપ્રેમ પોષવા પોતાથી બનતું બધું કર્યું. પરંતુ વિદ્યા મેળવીને જીવનભર બીજાના તાબેદાર રહેવું એ નર્મદને ગમ્યું નહીં. મૂળ તો સ્વતંત્ર સ્વભાવનો અને ધૂની માણસ, તેમાં વળી દેશને શિક્ષણ આપવું, દેશમાં સુધારો કરવો, કુરિવાજો નાબૂદ કરવા, દેશની ચડતી થાય તે માટે બનતા પ્રયાસો કરવા અને એ બધું કરવા માટે કાવ્યો લખવાં, લેખો લખવા, ભાષણો કરવાં—આવું આવું કરવાની એને લગની લાગી. નોકરીને તરત ફગાવી દીધી ને કલમનો આશ્રય લીધો. જીવનભર ઝૂઝવું પડે તો તેમ કરવા તેણે કમર કસી.

એની કલમમાં પણ જેવી તેવી તાકાત ન હતી. મુંબાઈમાં અને સૂરતમાં એ કલમથી મુગ્ધ થયેલા ઘણા સાહિત્યરસિકો હતા. એ બધા એ વખતે નર્મદની કદર કરતા અને મિત્રો અને ગુણજ્ઞો તરફથી પણ એને અવારનવાર સારી મદદ મળતી. એના મિત્ર કરસનદાસ માધવદાસે એક વાર એક કંપનીનો એક જ શેર આપીને કવિને રૂા. ૫૭૦૦ કમાવી આપ્યા હતા. એ જ મિત્રે ફરી એક વાર પણ ૫૦૦૦ રૂપિયા આપ્યા હતા. આવી આવી તો ઘણી મદદ કવિને એમની જિંદગીમાં મળતી પણ કવિ રહેણી કરણીમાં ખરચાળ–સુરતીલાલા સહેલાણી–સંગીતના જલસામાં એક રાતમાં જ ૨૦૦–૫૦૦ રૂપિયા ખરચતાં અચકાય નહીં; અને સ્વભાવના બહુ ઉદાર–એમને બારણે આવેલો યાચક ખાલી હાથે પાછો ન જ વળે, એટલે અનેક વાર પૈસાની તંગીમાં અને મૂંઝવણમાં આવી પડતા. પરંતુ બહાદૂર માણુસ એટલે આવી મૂંઝવણોમાં પણ એની મરદાનગી દીપી નીકળતી. માત્ર દૂધપૌંઆ ખાઈને દિવસ કાઢવો પડે એવે પ્રસંગે પણ એનામાં દીનતા નથી આવી.

નર્મદે ગુજરાતને સ્વદેશાભિમાન શબ્દ આપ્યો અને ગુજરાત ગરવી છે, એક છે, અખંડ છે, અને નાતજાતના કે કોમના ભેદ વગર સહુ ગુજરાતીઓની છે એ ભાન પણ પહેલવહેલું નર્મદે આપણને કરાવ્યું, અને ગુજરાતનો જય ગાયો તથા ગવડાવ્યો.

એણે ભાતભાતનાં કાવ્યો રચ્યાં છે. નાટકો અને નિબંધો પણ એણે લખ્યાં છે. આપણા પ્રાચીન કવિઓનાં અને બીજા અનેક મહાપુરૃષોનાં જીવનચરિતો પણ એણે લખ્યાં છે. ‘ મારી હકીકત ’ નામની અધૂરી આત્મકથા પણ એણે લખી છે. આખા જગતનો ઇતિહાસ પણ એણે લખ્યો છે. ને ગુજરાતી ગદ્યનો તો એ આદિ સર્જક–પિતા છે. પ્રેમ અને શૌર્ય એ બે ગુણો ગુજરાતી પ્રજાની

રગેરગમાં પ્રસરે એ એનું સ્વપ્ન હતું. લડાઈના મેદાનમાં કોઈ શૂરવીર યોદ્ધો ઘૂમે તેમ એ સુધારાનો ઝંડો ફરકાવતો, 'ડાંડિયો' પત્રદ્વારા જાગૃતિની ગર્જના કરતો ગુજરાતમાં ઘૂમ્યો અને ગુજરાતમાં એકતા સ્થાપવા, સંપ જાગૃત કરવા, અને પ્રજાને બહાદૂર બનાવવા તેણે કૈં કૈં પ્રયત્નો કર્યા.

હિંમત તો નર્મદમાં પૂરેપૂરી અને અખૂટ ભરી હતી. 'ડગલું ભર્યું કે ના હઠવું, ના હઠવું.' આવું ગીત એણે ગાયું છે. સાહસ, યાહોમ કરીને પડવાની ધગશ એનામાં તો હતી જ. પણ ગુજરાતની પ્રજામાં યે એ ધગશ આવે એમ એ ઇચ્છતો. ડરપોકપણું એના સ્વભાવને કદી સ્પર્શ્યું જ નથી. ગુજરાતની ઉન્નતિ થાય, ગુજરાત બળવાન થાય, અને ગુજરાતની અસ્ત પામેલી જાહોજલાલી ફરીને પાછી આવે એ એના જીવનની મોટામાં મોટી અભિલાષા હતી. આવા નર્મદને ગુજરાતે પોતાનો નવા જમાનાનો આદિપુરુષ માન્યો છે. આજે પણ ગુજરાતીઓ એ વીરપુરુષનું માનભેર સ્મરણ કરી ગૌરવ લે છે. ત્યારે 'વીર સત્ય ને રસિક ટેકીપણું અરિ પણ ગાશે દિલથી': એના આ શબ્દોમાં રહેલા સત્યની આપણને ખાતરી થાય છે.

## અભ્યાસ

૧. નર્મદના જીવનનો કયો પ્રસંગ આ પાઠમાં મુખ્ય છે ?
૨. નર્મદને કયાં કયાં વિશેષણો તમે લગાડશો ?
૩. ગુજરાત માટે નર્મદને કેવી લાગણી હતી ?
૪. નર્મદે ગુજરાત માટે શું શું કર્યું તે જણાવો.
૫. આ પાઠમાંથી પાંચ વાકયો લો અને તે બધાંનાં ઉદ્દેશ્ય અને વિધેયના વિભાગો પાડો.
૬. નર્મદે લખેલા થોડા ગ્રંથોનાં નામ એકઠાં કરો.

## ૩૩

# મોહરમ



[ મોહરમનો તહેવાર તો તમે ઘણાએ જોયો હશે. એ વખતે ઉત્સવ ઉજવનારાઓ-માં જે ઉત્સાહ દેખાય છે તે આજે પણ ઘણાં શહેરો અને ગામોમાં જોવા મળશે. શ્રી. કરીમ મહમદ માસ્તરે અહીં મહોરમના પ્રસંગનો કરુણ ઇતિહાસ અને હિંદમાં એ પ્રસંગ ક્યારથી ઉજવાતો થયો તેની માહિતી આપી છે. શ્રી. કરીમ મહમદ માસ્તર ગુજરાતી સાહિત્યના અને શિક્ષણના ક્ષેત્રમાં ઘણાં વરસોથી જાણીતા છે. તેમણે શ્રી. હિંમતલાલ ગણેશજી અંજારિયા સાથે ગુજરાતી સાહિત્યના સંગ્રહનું સંપાદનકાર્ય કર્યું છે. તેમનાં લખાણો પણ પુસ્તકાકારે પ્રગટ થયાં છે. જે વસ્તુ રજૂ કરવાની હોય તે સરળતાથી અને સચોટતાથી તેઓ કહે છે. આ પાઠમાં મહોરમના ઐતિહાસિક પ્રસંગનું તેમનું આલેખન આકર્ષક અને હૃદયને સ્પર્શે એવું છે. ]

**હિજરી સન ૬૦, એટલે ઈ. સ. ૬૮૦ નું વર્ષ ચાલતું હતું. મોહરમ મહિનામાં, ઇરાક દેશમાં યુફ્રેટીસ નદીને કિનારે, રેતીથી પથરાયેલા કરબલાના મેદાનમાં, હ. ઇમામ હુસેન ( રદી. ) તેમના**

કુટુંબ સહિત દુશ્મનોથી ઘેરાઇને પડેલા હતા. બે ઘોડેસવાર અને બીજા ૭૦ માણસોનો નાનો સરખો કાફલો હ. ઇમામ હુસેન (રદી.) સાથે હતો. દુશ્મનો પાસે લડાઇના પૂરા સરંજામવાળું ઘોડેસવાર તથા પાયદળનું બનેલું ચાર હજાર સૈનિકોનું લશ્કર હતું. દુશ્મનોએ આજુબાજુ સખત પહેરો ગોઠવી દીધેલો હતો, અને હ. ઇમામ હુસેન (રદી.) ને કે તેમના લશ્કરને પીવાનું પાણી પણ ન મળે તેવી તકેદારી રાખેલી હતી. પાસે જ નદીનો પ્રવાહ ખળખળ વહેતો હતો. પશુપક્ષીઓ એમાંથી મનમાનતું પાણી પીતાં હતાં. છતાં હ. ઇમામ હુસેન (રદી.) ના કુટુંબમાં સ્ત્રીઓ અને બાળકોને પણ તેમની જ ઉમ્મતના મુસલમાનોની અટકાયતને લીધે પાણીનું એક ટીપું પણ મળતું ન હતું. હ. ઇમામ હુસેન (રદી.) કંઈ સાધારણ માણસ ન હતા. ખુદ હ. મોહંમદ પયગંબર સાહેબ (સલ.) ના તેઓ દૌહિત્ર હતા. હ. મોહંમદ પયગંબર સાહેબ (સલ.) નો કોઈ પુત્ર હયાત ન હોવાથી તેમણે હસન અને હુસેન એ બે પોતાના દૌહિત્રોને પુત્રવત્ પાળ્યા હતા.

કરબલાના મેદાનમાં ભૂખ અને તરસના ત્રણ દિવસો ચાલ્યા ગયા. ચોથે દિવસે મોહરમ મહિનાનો દશમો દિવસ આવ્યો. લડાઈ શરૂ થઈ. પ્રથમ દ્વંદ્વયુદ્ધ થયાં. તેમાં ભૂખ અને તરસથી પીડાયેલો હોવા છતાં હ. ઇમામ હુસેન (રદી.) નો પક્ષ વિજયી નીવડ્યો. પરંતુ દુશ્મનો સામે મોંએ લડવા તૈયાર ન હતા. તેઓ તો દૂરથી જ તીરનો વરસાદ વરસાવતા હતા.

તરસથી પીડાતા પોતાના છ માસના બાળકને હાથમાં લઇ હ. ઇમામ હુસેન (રદી.) દુશ્મનો સામે ઊભા રહ્યા. ફૂલ જેવા નિર્દોષ એ બાળક માટે તેમણે હૃદયવેધક શબ્દોમાં પાણીની માગણી કરી. પણ ક્રૂર શત્રુઓએ જુદો જ જવાબ આપ્યો.

જવાબમાં દુશ્મનોના લશ્કરમાંથી એક તીર ઊડતું આવ્યું અને બાળકનાં ગળામાં સચોટ વાગ્યું. આ પ્રમાણે એ છ માસનું બાળક પિતાના હાથમાં જ શહીદ થયું. એ બાળકનાં માતા બેગમ શહેરબાનુ ઈરાનના છેલ્લા શાહ યઝૂદગર્દનાં શાહજાદી હતાં. બાળકની શહાદત જોઈ માતાનું હૃદય કકળી ઊઠ્યું.

છેવટે દુશ્મનોએ સામટો હુમલો કર્યો. મોટા લશ્કર સામે લડતાં હ. ઈમામ હુસેન ( રદી. ) ના બધા જ સૈનિકો માર્યા ગયા. તેઓ એકલે હાથે શત્રુઓના લશ્કર સામે લડતા હતા. એ વીર પુરુષની પાસે જવા કોઈની હિંમત ચાલતી ન હતી. શત્રુઓએ દૂરથી તીર વરસાવવા માંડ્યાં. હ. ઈમામ હુસેન ( રદી. ) ને નાના મોટા એંશી જખમો થયા હતા. લોહીમાં તરબોળ બનેલું એમનું શરીર ચાળણી જેવું થઈ ગયું હતું.

એટલામાં નમાઝનો વખત થયો. જીવ સટોસટની લડાઈમાં પણ નમાઝ કેમ મૂકાય ! તેમણે નમાઝ પઢવા વખત માગ્યો. દુશ્મનો પણ ઈસ્લામી હતા એટલે થંભી ગયા. નમાઝ પઢતા સિજદો કરતી વખતે હ. ઈમામ હુસેને ( રદી. ) પોતાનું માથું જમીન પર મૂક્યું, ત્યારે દુશ્મનોના લશ્કરનો સરદાર શમર એકદમ ધસી આવ્યો; તેમના શરીર પર બેસી ગયો; અને તેણે ખંજરથી તેમની ગરદન કાપી લીધી ! જાણે એટલેથી પણ તેને સંતોષ ન થયો હોય તેમ શહીદ થયેલા શરીર ઉપર વારંવાર પોતાનો ઘોડો દોડાવીને એ શરીરને તેણે છુંદી નાખ્યું ! આથી વધુ ક્રૂરતા અને નીચતા શી હોય ! ખુદ પયગંબર સાહેબ ( સલ. ) ના જ કબીલાની તેમની પોતાની જ ઉમ્મતને હાથે આવી ખાનાખરાબી થાય તેથી વિશેષ કરુણ પ્રસંગ શો હોય ! ઈતિહાસનાં પાનાંઓમાં આવો બીજો પ્રસંગ ભાગ્યે જ મળશે.

આ કરુણ પ્રસંગના સ્મારક તરીકે મોહરમ મહિનામાં તાબૂત અથવા તાજિયા તૈયાર કરવામાં આવે છે. હ. ઈમામ હુસેન (રદી.) ના રોઝાને નમૂના તરીકે લક્ષમાં રાખીને તાબૂત બનાવવામાં આવે છે. અને આ પ્રસંગે એમની શહાદતને યાદ કરી શોક દર્શાવવો એ આશય રાખવામાં આવે છે. વળી મોહરમ માસમાં કોઈપણ પ્રકારની લડાઈ કરવાની અરબસ્તાનમાં મના હતી. તેને લીધે તે મહિનો પવિત્ર માનવામાં આવતો હતો.

આવા કરુણ પ્રસંગે હાસ્યવિનોદ કરવો, શરીર રંગી બનાવટી પંજા અને પૂંછડી બાંધી વાઘ બનવું, અને વેશ કાઢવા વગેરે તદ્દન અસ્થાને છે. વળી વાંસની પટ્ટીઓ અને કાગળના બનેલા તાબૂતને ફૂલ ચડાવવાં અને તેની આગળ નાળિયેર વધેરવાં તથા તેની માનતાઓ માનવી, આ બધું ઈસ્લામની નજરે મૂર્તિપૂજા હોઈ કરી ન શકાય એવું છે.

ઈસ્લામના ઉત્પત્તિસ્થાન અરબસ્તાનમાં, ખિલાફતના હમણાં સુધીના કેન્દ્રસ્થાન તુર્કસ્તાનમાં, અરબી મુલ્ક મિસરમાં અને બીજા ઈસ્લામી દેશોમાં આજે પણ તાબૂત થતા નથી. માત્ર ઈરાનમાં તે થાય છે. પરંતુ તે ફક્ત ઈમામવાડામાં જ રાખવામાં આવે છે. અને તે વખતે ત્યાં કરબલાનો પ્રસંગ ભજવવામાં આવે છે. ઈરાનમાં પણ ઈ. સ. ૧૭૦૦ પહેલાં તાબૂત બનતા ન હતા એમ ઈતિહાસ ઉપરથી જણાય છે.

હિંદમાં તાબૂતો ક્યારથી શરૂ થયા એ વિચારવા જેવું છે. તૈમુરલંગને મોહરમ મહિનામાં હ. ઈમામ હુસેનના (રદી.) રોઝાની ઝયારત કરવાનો નિયમ હતો. તે સવારી લઈ હિંદમાં આવ્યો હતો ત્યારે કરબલા જેટલે દૂર જઈ પાછા આવવા માટે તેને

સમય ન હતો. માટે તેણે હ. ઈમામ હુસેનના (રદી.) રોઝાનો નમૂનો બનાવી તેની ઝયારત કરી પોતાનું મન મનાવી લીધું હતું.

દિલ્હીના સઘળા બાદશાહો ચુસ્ત સુન્ની મુસલમાનો હતા; પણ મોગલ સલ્તનતની પડતીના જમાનામાં ઔધમાં જે વઝીર-નવાબો થયા હતા તે શિયા મુસલમાનો હતા. તેમના અમલ દરમિયાન આ તાબૂતની પ્રથા જન્મી હોય એમ લાગે છે. તે પછી ધીરે ધીરે આ રિવાજ આખા હિંદુસ્તાનના મુસલમાનોમાં ફેલાયો હોય એમ જણાય છે.

### અભ્યાસ

૧. અંગ્રેજી કયા મહિનામાં મોહરમના તહેવારો આવે છે ?

૨. મોહરમના તહેવારો દરમ્યાન શું કરવું જોઇએ ?

૩. નિમાઝ એટલે શું ? દિવસમાં કેટલી વાર નિમાઝ પડવામાં આવે છે ?

૪. હ. ઇમામ હુસેન ( રદી. ) ના બાળકનું મૃત્યુ કેવા સંજોગોમાં થયું ?

૫. સરદાર શમહની કાયરતા ને નીચતાનો પ્રસંગ ટૂંકમાં આલેખો.

૬. હિંદમાં તાબુત ક્યારથી શરૂ થયા મનાય છે ?

૭. તાબુતનો રિવાજ ઇસ્લામની નજરે યોગ્ય શા માટે નથી ?

૮. રોઝા, ઝયારત, શહીદ, હઝરત, તાબુત, શિયા, સિઝદા, ઉમ્મત, સુન્ની;– આ શબ્દોના અર્થ સમજાવો.

## ૩૪

# મા, તું જાણે ?



[ શ્રી. રમણલાલ સોની સાહિત્યકાર છે અને શિક્ષક પણ છે. બાલકોની રસવૃત્તિને જાગ્રત કરે અને ઉત્તેજે એવાં અનેક કાવ્યો તેમણે લખ્યાં છે. વાર્તાઓ પણ તેમણે ઘણી લખી છે. બંગાળી ભાષાનું તેમનું જ્ઞાન બહુ ચોક્કસ અને વિશાળ છે. ગુજરાતને એમણે બંગાળનું સાહિત્ય પણ ધર્યું છે. જે જાતનો વિષય હોય તેને અનુરૂપ ભાષા વાપરીને તેઓ પોતાની કૃતિને સરળ તેમજ સરસ બનાવે છે, એની ખાતરી તમને આ કાવ્ય વાંચતાં થશે. તેઓ મોડાસાની હાઈસ્કૂલમાં શિક્ષક છે અને એ વ્યવસાયમાં સાહિત્યસેવાનો એમણે સુમેળ સાધ્યો છે. ]

મા! તું જાણે શાને નિત્યે સાગર ગરજે આવો ?
જટા ઉછાળી શંખ બજાવે, જાણે ઘેઘૂર બાવો !

મા ! હું એનું કારણ જાણું;
એ પાગલને હું જ પિછાણું !

મેં યે ઉરમાં યુગો યુગોનું ઘણું સંઘર્યું જાણું!
મળ્યો ન એને ધરણી માના ચરણ ચૂમવા લ્હાવો:
મા! તું સમજી, તેથી નિત્યે સાગર ગરજે આવો!

મા! તું જાણે શાને પેલા આભે ચમકે તારા?
ઝીણી ઝીણી આંખો મીંચી એ શા કરે ઇશારા?
મા! હું એનું કારણ જાણું;
એ બાબાઓને ય પિછાણું;
હું યે ક્યારે તને ગોતવા એવી આંખો તાણું!
એ સૌ નીચે ચહે આવવા રમવા ખોળે તારા:
મા! તું સમજી, તેથી આભે તારા કરે ઇશારા!

મા! તું જાણે વાડીમાં શેં ફૂલે ફૂલ રસાળાં?
હસતાં ઊભાં પોતે કોને કંઠે સરજે માળા?
મા! હું એનું કારણ જાણું;
એ મા–ઘેલાંને ય પિછાણું;
હું તો એનું રોજ સાંભળું ગંધસુગંધી ગાણું,
ફૂલડાંને મન મારી પેઠે ભાવ ફૂટે મદમાળા:
મા, તું સમજી! તેથી એ જગકંઠે સરજે માળા!

મા! તું જાણે શાને પેલા મૂંગા ઊભેલ પહાડો
શાને ત્યાંથી ડગલું યે ના ખસે કદી કો દહાડો?
મા! હું એનું કારણ જાણું;
એ સૌ માનીને ય પિછાણું;
મેં યે એવું તારા ઘરમાં નાખ્યું છે તો થાણું;
એના ઉરમાં બેઠો છે કોઈ મહાન બંસીવાળો:
મા, તું સમજી? તેની તાને મૂંગા ઊભેલા પહાડો!

## અભ્યાસ

૧. આ સઘળું કોણ બોલે છે ?

૨. સાગરને ઘેઘૂર બાવો શા માટે કહ્યો હશે ? બાળક સાગરની ગર્જનાનું શું કારણ આપે છે ?

૩. તારાઓને બાબા શા માટે કહ્યા છે ? શા માટે તારાઓ ચમકતા હશે ?

૪. વાડીમાં ફૂલો શા માટે ખીલે છે ?

૫. પહાડો શા માટે મૂંગા ઊભા રહ્યા છે ?

૬. આ કાવ્યમાં બાળકે માને આપેલાં કારણો તમને સાચાં લાગે છે ?

૭. સ્વતંત્ર વાક્યો રચીને તેમાં નીચેના શબ્દપ્રયોગો વાપરો:—
ચરણ ચૂમવા, ઇશારા કરવા, મા–ઘેલાં, થાણું નાખવું.

# ૩૫

# સૂર્યનો પરિચય



[ સૂર્ય તો તમે બધા દરરોજ જુઓ છો. અહીંથી નરી આંખે એ તમને એક પ્રકાશના ગોળા જેવો દેખાય છે, પણ એમાં શું રહસ્ય સમાયું છે તે જાણવા જગતના મહાન વૈજ્ઞાનિકો સૈંકડો વર્ષથી મથે છે. અહીં તમને આ વિષયનો પરિચય બહુ સાદી રીતે શ્રી. અંબાલાલ ઈનામદારે કરાવ્યો છે. શ્રી. ઈનામદાર ભૂગોળના વિષયના નિષ્ણાત છે અને મુંબઈની ફેલોશીપ સ્કૂલમાં ભૂગોળ શિક્ષક તરીકે કામ કરે છે. ]

## ( ભાગ પહેલો )

**સવારમાં ઊગતા સૂર્યને તમે ઘણી વખત જોયો હશે. ઊગતા સૂર્યને આવકાર આપવા પશુ, પંખી, માણસ અને વનસ્પતિ બધાં જ તૈયાર રહે છે. પક્ષીઓ માળામાં કલરવ કરે છે, પ્રાણીઓ ભાંભરડે છે, કમળ ખીલવા લાગે છે, માણસો પથારીમાંથી બહાર આવી રોજની પ્રવૃત્તિઓની તૈયારી કરવા માંડે છે.**

નદીકાંઠે કે તળાવસરોવરની પાળે બેઠેલા બ્રાહ્મણો સૂર્યને નમસ્કાર કરે છે. દરિયા કાંઠે ઊભા ઊભા પારસીઓ સૂર્યની સ્તુતિ કરે છે. એ બધા સૂર્યને જ શા માટે પૂજતા હશે એનો તમે કદી વિચાર કર્યો છે?

સૂર્ય પૃથ્વી ઉપરના સમગ્ર જીવનનો પિતા છે. સૂર્ય પૃથ્વી ઉપરની સર્વ શક્તિનો દાતા છે. સૂર્યમાંથી નીકળતી ગરમી ઝીલીને આપણી હવા હુંફાળી રહે છે. પૃથ્વી ઉપરના સમુદ્રો અને નદી સરોવરોનાં પાણી સૂર્યની ગરમીને લીધે જ ઠરી નથી જતાં. વરસાદ પણ સૂર્યની ગરમીને લીધે જ પડે છે.

ઝાડપાનનો વિકાસ કે પશુ પંખી અથવા માણસનું જીવન સૂર્યની ગરમી અને પ્રકાશને આભારી છે. પૃથ્વીને સૂર્ય પાસેથી મળતી ગરમી અને પ્રકાશ જો બંધ થઈ જાય તો તેની ઉપરની સજીવ સૃષ્ટિનો સદાને માટે નાશ થાય. સૂર્ય પૃથ્વી ઉપરના જીવનને પાળે છે, પોષે છે અને વિકસાવે છે. લોકો સૂર્યની પૂજા આટલા માટે જ કરે છે.

સૂર્યમાંથી ચારે બાજુ ફેલાતા પ્રકાશ અને ગરમીમાંથી માત્ર જરા જેટલો પ્રકાશ અને ગરમી ઝીલીને આપણી પૃથ્વી ફૂલીફાલીને ચેતનથી ભરપૂર બની ગઈ છે. સૂર્ય પૃથ્વી ઉપરના જીવનનો પિતા છે; એટલું તો તમે આ ઉપરથી સમજી શક્યા હશો.

સૂર્ય પૃથ્વી ઉપરના જીવનનો પિતા છે એટલું જ નહીં, તે ખુદ આપણી પૃથ્વીનો પણ પિતા છે. અરે પિતા અને માતા બંને કહો તો પણ ચાલે! આપણી પૃથ્વી અને તેના જેવી બીજી આઠ પૃથ્વીઓ આ સૂર્યમાંથી બનેલી છે. સૂર્યનાં આ નવે સંતાનોને ગ્રહો કહેવામાં આવે છે. સૂર્યનું તેજ આ નવે ગ્રહોને અજવાળે

છે. જેમ ગાડી દોડે છે, મોટર કે વિમાન દોડે છે તેમ આ તેજ પણ દોડે છે.

તેજનો વેગ એટલો તો પ્રબળ છે કે આંખના પલકારામાં તે ક્યાંને ક્યાંય પહોંચી જાય છે. તેજ માત્ર એક જ સેકંડમાં એક લાખ છ્યાસી હજાર માઈલ દોડી શકે છે. પૃથ્વી અને સૂર્ય વચ્ચેનું નવ કરોડ અને ત્રીસ લાખ માઈલનું અંતર સૂર્યનું તેજ માત્ર આઠ જ મિનિટમાં કાપી શકે છે, એવો પ્રચંડ તેજનો વેગ છે. તમને દૈવી તાકાત મળે અને તમે જો આવા તેજને ઘોડે ચઢી શકો તો માત્ર એક સેકંડના સાતમા ભાગમાં પૃથ્વીને ફરતો એક આંટો લગાવીને ઘેર પાછા આવો.

ધારો કે તમારા જેવા નવ મિત્રો ટોળે મળીને આવા તેજના ઘોડાઓએ ચઢીને સૂર્યમાં પહોંચે. અને ત્યાંથી પછી સૂર્યસંતાનોની ખબર લેવા એકી સાથે ઊપડે; તો પહેલો સવાર ત્રણ મિનિટને અંતે બુધની સૃષ્ટિમાં આવી લાગે. છ મિનિટને અંતે બીજો સવાર શુક્રની સૃષ્ટિમાં પહોંચે. ત્રીજો સવાર સૂર્યમાંથી નીકળ્યા પછીથી આઠ મિનિટને અંતે આપણી પૃથ્વીને આંગણે આવી ઊભો રહે. ચોથા સવારને મંગળના ગ્રહમાં પહોંચતાં તેર મિનિટ થાય. બેતાળીસ મિનિટની મુસાફરી પછીથી પાંચમો સવાર ગુરુને આંગણે જઈ પહોંચે. છઠ્ઠા સવારને શનિની સૃષ્ટિમાં પહોંચતાં એક કલાક અને સત્તર મિનિટ લાગે. બે કલાક અને ચોત્રીસ મિનિટની મુસાફરી પછીથી તેજને ઘોડે ચઢેલો સાતમો સવાર પ્રજાપતિ ( યુરેનસ ) ને આંગણે જઈ પહોંચે. આઠમા સવારને વરુણ ( નેપ્ચુન) સુધીનું અંતર કાપતાં ચાર કલાક અને ત્રણ મિનિટ થાય. સૂર્યસંતાનોમાં સૂર્યથી દૂરમાં દૂર રહેલો યમનો ગ્રહ છે. આ યમને ( પ્લ્યુટો ) આંગણે પહોંચતાં સૂર્ય તેજને પાંચ કલાક અને છવ્વીસ મિનિટ થાય છે.




ઘરમાં સગડીમાં બળતા અંગારાઓ ઉપરથી ઊડતા તણખાઓ તમે ઘણી વખત જોયા હશે. સૂર્યમાંથી બનેલા આ ગ્રહો પણ એ સૂર્ય રૂપી અંગારા ઉપરથી ઊડેલા તણખાઓ છે. મોટો અંગારો લાંબા સમય સુધી બળતો રહે છે; જ્યારે તેમાંથી ઊડેલા નાના તણખા વહેલા ઠરી જાય છે તે આપણો રોજનો અનુભવ છે.

સૂર્ય અને તેના ગ્રહોની બાબતમાં પણ આવું જ બન્યું છે. સૂર્યમાંથી જ્યારે આ ગ્રહો છૂટા પડ્યા ત્યારે તેઓ સૂર્યના જેવા વાયુ રૂપ જ હતા અને તેમની અંદરની ગરમી પણ સૂર્યની ગરમી જેવી જ ઉગ્ર હતી. તેમની ઉપર કશું ઠરી કે જીવી શકે તેમ હતું જ નહીં.

ધીરે ધીરે આ ગ્રહો કેવી રીતે ઠરી ગયા તે તમને વરાળના દાખલા ઉપરથી સ્પષ્ટ રીતે સમજાશે. ઉકળતા પાણીમાંથી નીકળતી ગરમ ગરમ વરાળ તમે ઘણી વખત જોઈ હશે. એ ગરમ ગરમ વરાળને જો ઠંડી પાડવામાં આવે તો તેનું પાછું પાણી બની જાય છે તે પણ તમે જાણતા જ હશો. આ પાણીમાંથી પણ જો વધુ પ્રમાણમાં ગરમી ઘટી જાય તો તે ઠરીને બરફ બની જાય છે.

સૂર્યમાંથી વાયુ રૂપે છૂટા પડેલા ગ્રહોનું પણ આવી જ રીતે ધીરે ધીરે રૂપાંતર થયું છે. તેમના ધગધગતા ગરમ વાયુઓમાંની ગરમી ઘટી જતાં તેમાંથી ગરમ ગરમ પ્રવાહી રસો બન્યા. આ પ્રવાહી રસો પણ વધુ ઠરી જતાં તેમણે નક્કર રૂપ ધારણ કર્યું. આજે આપણને નક્કર લાગતી પૃથ્વી એક વખત બળતા વાયુ-ઓની બનેલી હતી! આજે તે ઠરી ગઈ છે. આજ રીતે બાકીના આઠ ગ્રહોમાંથી કોઈ સંપૂર્ણ ઠરી ગયા છે તો કોઈ અર્ધા ઠર્યા છે.

આ ઉપરથી તમને એક શંકા થશે કે તણખા જેવા ગ્રહો વહેલા ઠરી ગયા તો અંગારા જેવો સૂર્ય મોડો મોડો પણ ઠરી તો જવાનોને? હા. સૂર્ય પણ જરૂર ઠરી જવાનો. તેમાંથી નીકળતું તેજ સદાની વિદાય લેવાનું; અને તેની ગરમી અનંત અવકાશમાં અલોપ થઈ જવાની!

જે દિવસે સૂર્યનું તેજ અલોપ થશે અને તેની ગરમી શૂન્ય થઈ જશે તે પહેલાં પૃથ્વી ઉપર પ્રલય થશે. પૃથ્વી ઉપરનું સઘળું ચેતન નષ્ટ પામશે; અને સૂમસામ અંધારી ઘોર પૃથ્વી આકાશની અનંતતામાં લખોટા જેવી અટવાયા કરશે!

ઉપરની હકીકત ઉપરથી તમને કદાચ ભય લાગશે. તમને કદાચ એમ થશે કે તો તો આપણું આવી જ બન્યું! ના રે, ના.

આથી તમારે ગભરાવાની જરા યે જરૂર નથી. સૂર્યમાંથી અત્યારે જે હિસાબે ગરમી ઘટતી જાય છે તે હિસાબે તેને ઠરી જતાં ઓછામાં ઓછાં એક અબજ વર્ષ લાગે તેમ છે. પ્રલયના એ દિવસ પહેલાં તો પૃથ્વી ઉપર કેટલાંયે રૂપાંતરો અને ફેરફારો થઈ જશે. તે પહેલાં તો મારા તમારા જેવા માણસોની હજારો પેઢીઓ, અસ્તિત્વમાં આવશે અને નષ્ટ પણ થશે.

### અભ્યાસ

૧. માણસો સૂર્યની પૂજા શા માટે કરતા હશે ?

૨. સૂર્યોદય પછી જગતમાં શા ફેરફાર થવા માંડે છે ?

૩. સૂર્યનાં સંતાનો કયાં કયાં, એને શા માટે સૂર્યનાં સંતાનો તરીકે ઓળખાવાય છે ?

૪. સૂર્ય શેનો બનેલો છે ? એ સૂર્ય કદીય મૃત્યુ પામવાનો ખરો ?

૫. પૃથ્વી પોતે કહેતી હોય એ રીતે પૃથ્વીની કથા તમારા શબ્દોમાં લખો.

३६

# સૂર્યનો પરિચય (ભાગ બીજો)

ઊગતા સૂર્યને પાકેલું ફળ માની હનુમાને તેને પેટમાં પધરાવવા પૃથ્વી ઉપરથી તરાપ મારેલી એ વાત તો તમે બધા જાણતા હશો. તમારામાંથી કોઈને હનુમાન જેવી તરાપ મારવાનું મન થાય છે? જરા ઠેકડો મારીને જમીન ઉપરથી ઊંચે કૂદી તો જુઓ! ઊંચે કૂદતાં જ તમે તમારી તાકાતનું માપ કાઢી શકશો. મહા પ્રયત્ને તમે માંડ માંડ ત્રણ ચાર ફૂટ ઊંચું કૂદી શકો છો.

તમારે પણ સૂર્યને પકડવા હનુમાનની જેમ કૂદકો મારવો હોય તો તમારે કેટલું ઊંચું કૂદવું જોઈએ? ફક્ત નવ કરોડ અને ત્રીસ લાખ (૯,૩૦,૦૦,૦૦૦) માઈલ ઊંચું કૂદવાની તાકાત તમારા પગમાં હોય તો તમે ઠેકડો મારીને સૂર્યમાં પહોંચી શકો. દુનિયામાં ઊંચામાં ઊંચું કૂદનાર ભડવીર પગની તાકાતે માત્ર સાત ફૂટ ઊંચું કૂદી શકે છે.

આ ઉપરથી કદાચ તમને એમ લાગશે કે પગની તાકાતે ન પહોંચાય તો આ જમાનામાં વિમાનો છે, બલૂનો છે તેમાં ચઢીને પણ શું સૂર્ય સુધી ન પહોંચી શકાય? તમને ખબર છે કે વિમાનમાં બેસીને માણસ પૃથ્વી ઉપરથી આકાશ તરફ દસ માઈલ ઊંચે ચઢી શક્યો છે; અને બલુનમાં બેસીને ચૌદ માઈલ ઊંચે જતાં એને કંઠે પ્રાણ આવ્યો છે!

વર્ષોની મહેનત અને શોધખોળ પછીથી માણસે પૃથ્વી ઉપરથી આકાશ તરફ ઊંચે જવામાં કરેલી આ પ્રગતિના આંકડાઓને પૃથ્વી અને સૂર્ય વચ્ચેના અંતર સાથે સરખાવી જુઓ એટલે તમને તરત જ માણસની નાનપનો ખ્યાલ આવી જશે.

તમે મોટર કે આગગાડીમાં મુસાફરી કરી હશે. તમે જાણો છો કે વિમાનની ઝડપ આ બન્નેની ઝડપ કરતાં વધારે છે. જો કોઈ




વિમાન કલાકે દોઢસો માઈલની ઝડપે પૃથ્વી ઉપરથી સૂર્યમાં જવા ઊપડે તો તે છાસઠ વર્ષે તે સૂર્યમાં પહોંચી રહે.

કોઈ આવા વિમાનમાં, તમે ચાર વર્ષના નાના બાળક હો ત્યારે મુસાફરી શરૂ કરો તો સીત્તેર વર્ષના બુઢ્ઢા થાઓ ત્યારે તમારી સૂર્યપની મુસાફરીનો અંત આવે! જો કે હજી કોઈ કારીગરે આવું વિમાન બનાવ્યું નથી. આ તો માત્ર કલ્પના જ છે.

હનુમાને સવારમાં ઊગતા સૂર્યને કદાચ સરસ મઝાની પાકી સાકરટેટી માની લીધી હશે! ગોળ સાકરટેટી જેવડો લાગતો એ સૂર્ય સાકરટેટી જેવડો જ મોટો છે એમ તમે નહીં માની

લેતા. એ સૂર્ય તો આપણે જે પૃથ્વી ઉપર રહીએ છીએ તેના કરતાં તેર લાખ ગણો મોટો છે.

પૃથ્વી જેવડા તેર લાખ ગોળા એકઠા કરીને તેમનો ટીપીને જો કોઈ એક ગોળો બનાવી શકે, અને તે ગોળાની જેવડી પ્રચંડ કાયા થાય તેવડી પ્રચંડ કાયા સૂર્યની છે.

તમે કોઈ વખત પગે ચાલતા એક બે માઇલની મુસાફરી કરી હશે. એક બે માઈલની મુસાફરી પછીથી તમને જરા શ્રમ પડ્યો છે એવું તમને લાગશે. પાંચ દસ માઈલ ચાલતાં તો તમને નાકે દમ આવશે; અને જો તમે ત્રીસ ચાલીસ માઈલની મુસાફરી કરો તો તો તમને એમ લાગે કે તમે જાણે મહાન સફર ખેડી નાખી.

જે પૃથ્વી ઉપર આપણે રહીએ છીએ તેને ફરતો એક જ આંટો તમારે મારવો હોય તો પચીસ હજાર માઈલની મુસાફરી કરો ત્યારે તમે પૃથ્વી ફરતો એક આંટો મારી શકો! આવી જ રીતે જો તમે સૂર્યને ફરતો એક આંટો મારી શકો તેમ હો તો તમારે પચીસ લાખ માઈલની સફર ખેડવી પડે.

તમે કદી રમત ખાતર લીંબુની આરપાર સળિયો ખોસતા હશો. નાના એવા લીંબુની આરપાર કાઢવા માટે દોઢ બે ઇંચ લાંબો સળિયો પૂરતો થઈ પડે છે. આવી જ રીતે જે પૃથ્વીના ગોળા ઉપર આપણે રહીએ છીએ તેની આરપાર સળિયો કાઢવાનું તમને મન થઈ આવે તો તેની લંબાઈ લગભગ આઠ હજાર માઈલની જોઇએ. આ જ હિસાબે જો સૂર્યની આરપાર સળિયો ખોસી શકાય તેમ હોય તો એ સળિયાની લંબાઈ આઠ લાખ પચાસ હજાર માઈલની હોવી જોઇએ!

ઉપરની બધી હકીકત જાણ્યા પછીથી તમને એટલી ખાતરી ચોક્કસ થશે કે સૂર્ય આપણને દેખાય છે તેનાથી તે ઘણો પ્રચંડ છે. આપણી અને તેની વચ્ચે પુષ્કળ અંતર છે; તેથી જ તેની પ્રચંડ કાયા આપણને નાની થઈ ગયેલી દેખાય છે. આપણાથી દૂરની વસ્તુ આપણને નાની બની ગયેલી લાગે છે, તે તો આપણો રોજનો અનુભવ છે.



←૭૯૨૬ માઈલ→



સૂર્યની આ પ્રચંડ કાયા શેની બનેલી છે તે હવે આપણે જોઈએ.

તમે જાણો છો કે સૂર્ય આપણાથી નવ કરોડ અને ત્રીસ લાખ માઈલ દૂર પડ્યો છે. એટલે દૂર પડે પડે એ સૂર્ય આપણને ગરમી અને પ્રકાશ આપે છે. તમે ઘરમાં બળતા ચૂલા કે સગડીના તાપ નજીક ઘણી વખત બેઠા હશો. ચૂલા કે સગડીથી બે પાંચ ફૂટ દૂર જતાં જ તમને તેની ગરમીની અસર ઓછી થતી લાગશે.

લોખંડને ઓગાળવાની ભઠ્ઠીઓ હોય છે. એ ભઠ્ઠીઓમાં આગ ધગધગ ધીકતી હોય છે. છતાં તેમની ગરમી સો બસો ફૂટ દૂર પણ પહોંચી શકતી નથી. સૂર્યની ગરમી આપણે આટલે દૂર પડે પડે ઝીલીએ છીએ. તો પછીથી આપણે ઠેઠ એ સૂર્યમાં પહોંચીએ તો ત્યાં તો તેની ગરમી કેટલી હોય તેની તમારે કલ્પના જ કરવી રહી ને ?

સૂર્યની ગરમી એટલી તો સખત છે કે આપણે પૃથ્વી ઉપર જે નક્કરમાં નક્કર વસ્તુઓ જોઈએ છીએ તે વસ્તુઓનો પણ ત્યાં તપીને વાયુ કે ધુમાડો બની જાય.

સૂર્યની પોતાની કાયા આપણે જે પૃથ્વી ઉપર રહીએ છીએ તેના જેવી નથી નક્કર કે નથી ઉકાળેલા લોખંડના રસ જેવી પ્રવાહી. એ તો અતિશય તપી ઊઠેલાં વાયુરૂપ તત્ત્વોનો બનેલો પ્રચંડ અગ્નિગોળો છે.

સૂર્યની અંદરનાં ભયંકર રીતે તપી રહેલાં તત્ત્વોમાંથી નીકળતી ગરમી ઝીલીને આપણી પૃથ્વી ચેતનથી ભરપુર બને છે. તેમાંથી નીકળતો પ્રકાશ ઝીલીને આપણી પૃથ્વી તેજમાં નાહી રહે છે. એટલે આ પ્રકાશ ઉગ્ર હોવા છતાં એ આપણા જીવનનો આધાર છે એ તમે સહેલાઈથી સમજી શકશો.

### અભ્યાસ

૧. નીચેના પ્રશ્નોના ઉત્તર ટૂંકમાં આપોઃ—

(ક) આપણી પૃથ્વીથી સૂર્ય કેટલો દૂર છે?

(ખ) આપણી પૃથ્વીથી સૂર્ય કેટલા ગણો મોટો છે?

(ગ) આપણી પૃથ્વીનો ઘેરાવો કેટલા માઇલનો થાય?

(ઘ) આપણી પૃથ્વીનો વ્યાસ કેટલા માઇલનો થાય?

(ચ) આપણી પૃથ્વી ઉપરથી આપણે ઝડપી વિમાનમાં સૂર્ય તરફ ઊડીએ તો કેટલે વખતે ત્યાં પહોંચાય? તમારા વિમાનની ગતિ કલાકના કેટલા માઇલની હશે?

૨. સૂર્યની ગરમી આટલી સખત હોવા છતાં આપણે શા માટે જીવી શકીએ છીએ?

૩. સૂર્ય શેનો બનેલો છે? સૂર્ય ઠરી જવા માંડશે ત્યારે એના કેવાં રૂપાંતરો થશે?

# સાપ અને ઉંદર

[ કવિ શામળ ગુજરાતના જૂના કવિઓમાંના એક છે. અને એ ખાસ પ્રખ્યાત તો છે વાર્તાઓ કહેવા માટે. પોતે ગામમાં ચોરે આસન જમાવીને બેસે. ગામના બધા લોકો ભેગા થાય. પછી શામળ ભટ્ટ વિક્રમ રાજાની કે કોઈ રાજકુમારની કે એવી વાર્તા કહે. દિવસોના દિવસો સુધી એ પ્રમાણે વાર્તાઓ ચાલતી હશે. આ પાઠમાં પણ એક નાની સરખી વાર્તા જ છે. આવી નાની અને સરળ વાર્તાઓ પણ એણે લખી છે. શામળ ભટ્ટ એટલે વાર્તાઓનો તો જાણે ભંડાર. વાર્તાઓમાં ઘણીવાર તો એવા એવા ચમત્કારો આવે કે તમને આશ્ચર્યમુગ્ધ કરી નાખે. ]

( ચોપાઈ )

દક્ષિણદેશ જોટિયાળું ગામ, વિષવાદી રહેવાનો ઠામ.
બાજીગર વાદી કહેવાય, મંત્ર જંત્ર તણો એ રાય;
સર્પ સાહીને ઘરમાં ધરે, જડીબુટ્ટીનાં કારજ કરે.

અઘોર વનમાં વાદી ગયો, પહાડ પર્વત પર જઈ રહ્યો;
મુરલીનો ત્યાં કીધો નાદ, આવ્યો સર્પ સુણી તે સાદ.
વાદીએ તેને તત્ક્ષણ ગ્રહ્યો, પોતાને મંદિર જઈ રહ્યો;
લાવ્યો વાંસનો કરંડ આપ, તેમાં ઘાલ્યો મણિધર સાપ.

નવ મેલ્યું ભોજન કે નીર, પામ્યો દુઃખ તે સર્પ શરીર;
ઉદ્યમ સર્પ તે શાનો કરે, કર્મ અનુસારે તે પરવરે.
વિશ્વાસ રાખે કર્મ જ તણો, મળશે લાભ મુને બહુ ઘણો;
કર્મજોરે લંકા લૂટશે, કર્મે બંધનથી છૂટશે.

તેના ઘરમાં ઊંદર ઘણા, વિશ્વાસ રાખે તે ઉદ્યમ તણા;
કર્મ તે તો તૃણવત ગણે, ઉદ્યમ ભાવથી ભારે ભણે.
ઊંદર એક હુતો તે ત્યાંહે, રહેતો વાદીના ઘર માંહે;
કાપે કાપડ કોઠી ઘણી, નવ આણે બીહીક કોઈ તણી;
ઉદ્યમ પર છે જેને મન, નાંખે ઉઘાડી ઢાંકયાં અન્ન.
ઘી ગોળ ને વળી ગોરસ ખાય, એ છે ઉદ્યમ કેરો રાય;
એક દિન મનમાં કર્યો વિચાર, લાવું આજ અદકેરો આહાર.

દાણાદૂણી કોણ જ ખાય, અદકો ઉદ્યમ કરવા જાય;
એમ ધારી ચાલ્યો પરચંડ, જ્યાં ઢાંકી મેલ્યો'તો કરંડ.
દેખી કરંડ રળિયાત જ થાય, ઊલટથી આઘેરો જાય;
એમાં દીસે છે સુખડી, કાઢી ખાઉં, ભાંગે ભુખડી.

એમ કરી લાગ્યો કાપવા, વહાલાંને વહેંચી આપવા;
પાડી છિદ્રને પેઠો માંહે, કર્મી સર્પ બેઠો છે જ્યાંહે.
વદન વિકાસ્યું તેહ જ તણું, પેઠો ઊંદર લેવા ઘણું;
ગળ્યો મૂષકને ભાંગી ભૂખ, કર્મે તેનાં ટાળ્યાં દુઃખ.

પામ્યો સુખ શરીરે સાર, પાડ્યું છિદ્ર તે આવ્યો બહાર;
પામ્યો સુખ તે ઊંદર ગળ્યો, જઈ સ્વજન સૌ કોને મળ્યો.
ઉદ્યમી ઉદ્યમ એળે ગયો, કર્મવંત તે આગળ થયો!

## અભ્યાસ

૧. વાદી શો ધંધો કરે છે?
૨. કવિ અહીં કોના પક્ષમાં દલીલ કરે છે? તેમની શી દલીલો છે?
૩. તમારે તમારા વર્ગની વિવાદ સભામાં જો ઉદ્યમના પક્ષમાં દલીલો કરવી હોય તો તમે શું કહો?
૪. કર્મવાદી કોણ હતું સાપ કે ઊંદર? કોને સફળતા મળી?
૫. નીચેનાં પદો વાકયમાં વાપરોઃ—
એળે જવું, ભૂખ ભાંગવી, આગળ થવું.

# બે ભાઈઓ



[ શ્રી. ઝવેરચંદ મેઘાણી ગુજરાતને અનેક રીતે પરિચિત છે. તેમનાં કાવ્યો અને લોકગીતો તેમને મોંએ તમે સાંભળ્યાં છે ? ન સાંભળ્યાં હોય અને એવો પ્રસંગ મળે તો ચૂકતા નહીં. તેમણે કાવ્યો લખ્યાં છે, ટૂંકી વાર્તાઓ લખી છે. લોકગીતો અને લોકકથાઓનો તેમણે ઉદ્ધાર કર્યો છે; અને એક પત્રકાર તરીકે પણ તેઓ ઘણાં વરસોથી ગુજરાતની સેવા કરે છે. લોકગીતોનું એમનું સંશોધન કાર્ય પણ બહુ ઊજળું છે. બંગાળીમાંથી તેમણે કરેલા ગીતો અને નાટકોના અનુવાદો સરસ અને આકર્ષક છે. સ્વ. દ્વિજેન્દ્ર રૉયના તેમના અનુવાદમાંથી એક પ્રસંગ અહીં આપ્યો છે. એમની શૈલીના બળનો આ અનુવાદમાં પણ તમને પરિચય થશે. ]

**સ્થળ :** હલદીઘાટ; એક ઝરણાને કિનારે. સમય : સાંજ.

[ મરેલા ઘોડા ઉપર માથું ટેકવીને પ્રતાપસિંહ ભોંય પર પડ્યો છે. ]

**પ્રતાપ : ખલ્લાસ ! આ ત્રણ દિવસની અંદર તમામ ખલ્લાસ ! મારા પંદર હજાર યોદ્ધાઓ આજ રણમાં સૂતા, મારો વહાલો ચેતક ખપી ગયો, અને હું આજે આ ઝરણાના કિનારે લોહીલુહાણ, અશક્ત બનીને પડ્યો છું, મને આંહી કોણ લઈ આવ્યું ? મારો**

જૂનો સાથી, મારો વિશ્વાસુ આ ચેતક મને લઈ આવ્યો? મને આફતમાં જોઇને એ નાસી છુટ્યો; મેં લગામ ખેંચ્યા કરી, ના પાડી, હું રોકવા મથ્યો, પણ મારું કાંઈ યે માન્યા વિના એ ચાલ્યો આવ્યો. —પોતાના પ્રાણ બચાવવા નહીં, પણ મને ઉગારવા માટે, પોતે તો પોતાના પ્રાણ કાઢી આપ્યા.

અરે! પછવાડે એ કોનો પરિચિત અવાજ આવે છે કે "ઓ આસમાની ઘોડાના ઘોડેસ્વાર, ઊભો રહે!" એને લાગે છે કે હું હજુ યે ભાગ્યો જાઉં છું. ચેતક! સ્વામિભક્ત ચેતક! શા માટે તું નાસી આવ્યો? બાપ, રણસંગ્રામમાં આપણે બેય જણા ભેળા ન મરત? બેટા ચેતક! આજ તો શત્રુઓ હસે છે, કે પ્રતાપસિંહ તો યુદ્ધમાંથી નાઠો! ચેતક! મરતાં પહેલાં, જીવતરમાં એક જ વાર તું શા માટે મારી આજ્ઞામાં ન રહ્યો? અત્યારે હું લાજી મરું છું ભાઈ! મારું માથું ફરે છે.

[ શસ્ત્રધારી ખોરાસાની અને મુલતાની દાખલ થાય છે. ]

**ખોરાસાની :** આ રહ્યો પ્રતાપ.

**મુલતાની :** મરી ગયો છે.

**પ્રતાપ :** [ ઊઠીને ] ના. હજુ નથી મર્યો. હજુ તો યુદ્ધ પૂરું નથી થયું. ખેંચો તલવાર.

**મુલતાની :** અલબત.

**ખોરાસાની :** યુદ્ધ કરો.

[ પ્રતાપસિંહ એ બંનેની સાથે યુદ્ધ કરવા લાગે છે. નેપથ્યમાં અવાજ સંભળાય છે કે 'ઓ આસમાની ઘોડાના ઘોડેસ્વાર ઊભો રહે.' ]

**પ્રતાપ :** રે! શું હજુ વધુ માણસો ચાલ્યા આવે છે? ત્યારે તો હવે આશા નથી.

**મુલતાની :** બસ, હવે શરણે થા, તલવાર છોડી દે.

**પ્રતાપ :** તાકાત હોય તો ઝૂંટવી લ્યો.

[ફરી યુદ્ધ થાય છે. પ્રતાપ મૂર્છા પામીને પડે છે. શક્તસિંહ દાખલ થાય છે.]

**શક્ત :** બસ, સબૂર કરો.

**ખોરાસાની :** આ વળી બીજો કાફર આવ્યો.

**મુલતાની :** મારો એને.

**શક્તસિંહ :** મરો ત્યારે. (બંને જણા ઊપર તૂટી પડીને બંનેને જમીનદોસ્ત કરે છે.)

**શક્ત :** હવે બીક નથી. હવે પ્રતાપસિંહ સહીસલામત છે. ભાઈ! મોટાભાઈ! (સ્પર્શે છે.) આહા! બેશુદ્ધ પડ્યા છે!

[ઝરણામાંથી પાણી લાવીને પ્રતાપના માથા પર છાંટે છે.]

**શક્ત :** ભાઈ! મોટાભાઈ!

**પ્રતાપ :** કોણ? શક્તો?

**શક્ત :** હજુ તો મેવાડનો સૂર્ય નથી આથમ્યો, હોં ભાઈ!

**પ્રતાપ :** શક્તા! ત્યારે શું હું તારે જ હાથે કેદી બન્યો? તું મને બેડીઓ પહેરાવીને શું મોગલોના દરબારમાં લઈ જઈશ? એના કરતાં તો ખુશીથી મારું માથું વાઢીને લઈ જજે. તારા ધણી અકબરને ભેટ ધરજે. મારી આજીજી તો એટલી જ કે મને જીવતો બાંધીને લઈ જઈશ મા. મારી મરજી હતી કે રણસંગ્રામમાં લડતો લડતો પ્રાણ છોડું. પરંતુ બરાબર વખતે જ આ ચેતક હાથમાં ન

રહ્યો. લગામ ખેંચતાં યે ન રોકાયો, નાસી છૂટ્યો. શકતા! હું એને કેમેય પાછો વાળી ન શકયો! યુદ્ધમાં મરવાની કીર્તિ તો મને ન મળી, પણ હવે મને કેદી બનાવીને વધુ બદનામ કરીશ મા! મને ખુશીથી હણી નાંખ. શકતા! ભાઈ! ના, ભૂલ્યો, 'ભાઈ,' કહીને મારે તારી દયા નથી જગાડવી. આજ તું વિજયી છે, હું હારેલો છું. ભાગ્યચક્રમાં તું ઉપર આવ્યો છે, હું નીચે ઢળ્યો છું. તું ઊભો છે, ને હું તારા ચરણ તળે પડ્યો છું. હવે મારે બીજું નથી જોઈતું. જો કોઈ દિવસ તારા ઉપર મેં કશો યે ઉપકાર કર્યો હોય, તો બદલામાં મારી છેલ્લી વારની આટલી જ આજીજી કબૂલ કરજે. મને બાંધીને લઈ જઈશ ના, પણ મને મારી નાખજે. લે, આ છાતી ઉપર તલવારનો ઘા કર!

**શકત :** [ તલવાર ફેંકી દઈને ] એ પહોળી છાતી પર તો હવે મને જ આસન આપો, મોટાભાઈ!

**પ્રતાપ :** ત્યારે શું આ બે મોગલોના હાથમાંથી તેં જ મને બચાવ્યો, શકતા?

**શકત :** વીરોના આદર્શ, સ્વદેશના રક્ષક અને રાજપૂત જાતિના ગૌરવ પ્રતાપને હું ઘાતકોને હાથે મરવા દઉં? તમે કેટલા મહાન છો, એ આટલા દિવસ મારાથી ન સમજાયું. એક દિવસ માનતો હતો કે હું તમારાથી શ્રેષ્ઠ છું. એટલા માટે તો પારખું કરવા તે દિવસે દ્વંદ્વયુદ્ધ આદરેલું. યાદ આવે છે, ભાઈ? પરંતુ આજે આ યુદ્ધે બતાવી દીધું કે તમે મહાન અને હું પામર; તમે વીર અને હું ભીરુ. વેર લેવા જતાં મેં આજ જન્મભૂમિનું સત્યાનાશ વાળ્યું. છતાં તમારી રક્ષા કરી શક્યો છું, એટલે હજુ યે મેવાડની આશા જીવતી રહી છે. રાજપૂત કૂળના દીપક! વીર કેસરી! પુરુષોત્તમ! મને ક્ષમા કરો. [ બંને ભાઈઓ ભેટે છે. ] [ પડદો પડે છે. ]

## અભ્યાસ

૧. રાણા પ્રતાપ વિશે તમે ઐતિહાસિક વિગત એકઠી કરો.

૨. પ્રતાપને કોની સામે લડવું પડ્યું હતું ? શા માટે ?

૩. ચેતકે પ્રતાપનું જીવન કેવી રીતે બચાવ્યું ? પ્રતાપને ચેતક માટે કેવો ભાવ હતો ? આવા બીજા કોઈ ઇતિહાસ-પ્રસિદ્ધ પ્રાણીની કથા તમે જાણો છો ?

૪. શકત કોણ હતો ? પ્રતાપ એને પોતાનું માથું વાઢી લેવા શા માટે કહે છે ?

૫. પ્રતાપની પ્રતિજ્ઞા વિશે તમે કાંઈ જાણો છો ? હિંદુસ્તાનના ઇતિહાસમાં એવો બીજો કયો વીરપુરુષ થઈ ગયો ?

૬. આ નાટિકા તમારે ભજવવી હોય તો જે જે સાધનોનો તમને ખપ પડે એની યાદી બનાવો.

૭. શકતે પ્રતાપ તરફ કેવું વર્તન બતાવ્યું ? શા માટે એ પ્રતાપ પાસે ક્ષમા માગે છે ?



# માર્ગદર્શન

[ **નોંધ:**—પાઠવાર અઘરા શબ્દો અને વાક્યોની સમજણ નીચે આપવામાં આવી છે. આંકડા પાઠનો ક્રમ બતાવે છે. ]

૧ **પ્રેમ–શૌર્ય અંકિત** = પ્રેમ અને શૌર્ય, એ શબ્દો જેના પર લખેલા છે. નર્મદે પોતાના મકાન પર પણ એ શબ્દો લખાવ્યા હતા. એ શબ્દો દ્વારા કવિએ ગુજરાતને નવો આદર્શ આપ્યો. પ્રેમ–શૌર્ય એ કવિનો મુદ્રાલેખ હતો. **કસુંબી** = કસુંબલ, કસુંબાના ફૂલમાંથી નીકળતા રંગ જેવું, આ રંગ શૌર્ય અને ત્યાગનું સૂચન કરે છે. **ગરવી** = ગૌરવવાળી—મહાન.

૨ **પેટે પાટા બાંધીને** = ખાવાપીવામાં તંગી ભોગવીને. આવા વિલક્ષણ અર્થવાળા ઘણા પ્રયોગો આપણી ભાષામાં છે. વાચતાં વાચતાં જે રૂઢપ્રયોગો આવે તેની યાદી રાખવી ઉપયોગી થશે. **હાડોહાડ વ્યાપી ગઈ** = ઘણો ક્રોધ ચઢી આવ્યો. **સંયુક્ત** = સાથે કરેલો—બંનેનો. **સ્વાર્થત્યાગ** = આપભોગ.

૪ **વેડાવું** = કપાવી મંગાવું, **પાંડુરા** = ધોળા.

૫ **મુદ્રણકળા** = છાપવાની કળા. **હસ્તલિખિત** = હાથે લખેલું **સ્ટીમપ્રેસ** = વરાળને બળે ચાલતું યંત્ર.

૬ **શિખરોવાળાં** = ટોચવાળાં. **પ્રશાંત** = તોફાન વિનાની. **અર્વાચીન** = હમણાંનું. **પાટનગર** = રાજધાની. **સુવર્ણ શિખરોવાળાં** = સોને મઢેલાં શિખરોવાળાં. **સાર્વજનિક** = બધાં માણસોને આપવામાં આવતી. ઈક પ્રત્યયવાળાં બીજાં વિશેષણો શોધી કાઢો.

૭ **નિર્ગમીએ** = ગાળીએ. **સલુણું** = સુંદર. **કુટિલતા** = પાપ; છળ.

૮ **ઉપાધિમાં** = મુશ્કેલીમાં–પીડામાં. **શબ્દવેધી** = શબ્દ જ્યાંથી આવતો સંભળાતો હોય તે દિશામાં બાણ મારી લક્ષ્ય પાડવાની શક્તિવાળું. **મહેતલ** = મુદત. **પૂર્વજન્મે** = આગલા જન્મમાં.

૯ **આખાબોલી** = કડવા શબ્દો કહેનારી. **રુદ્રી** = શંકરની સ્તુતિના મંત્રો. **અભિષેક કરતો** = સ્નાન કરાવતો. **દુર્લભ** = જે મેળવવું અઘરું હોય તે, ન મળી શકે તેવું. **અખિલ** = આખું. **બ્રહ્માંડ** = વિશ્વ–કેવળ આ જગત નહીં પણ બીજા સર્વ લોક. **હરિજન** = અછૂત વર્ગના લોકો માટે મ. ગાંધીજીએ વાપરેલો શબ્દ. **અંતર ગણશે** = ભેદભાવ રાખશે. **ફેરા** = જન્મમરણના ચક્રાવા.

૧૦ **જોતરિયો** = જોઓ. **ભટકા ભાંગે** = ફટકા વાગે. પીઠ ઉપર સોટી તૂટે એવો માર પડે તે. **ધણીનું ધાવું** = ધણી માટે દોડવું, ધણીની સેવા કરવી.

૧૧ **કેપ્ટન જેન્હીન** – જેન્કિન વાંચો. **પ્રકૃતિ** = આરોગ્ય–તબિયત. **સ્ફુર્તિ** = તાજગી–ચેતન.

૧૨ **સંતાકૂકડી** = એક બાલરમત–જેમાં બીજાં સઘળાં સંતાઈ જાય ને જેનો દાવ હોય તે શોધવા આવે. **જાદુઈ જાળી** = મનુષ્યનું જીવન જાદુગરે કરામત કરી બનાવેલી જાળીના જેવું–ભૂલભુલામણી સરખું છે. જાદુગર કોણ ? પ્રભુ પોતે. **હિમશિખરો** = બરફ વડે છવાયેલાં શિખરો. **શ્વેત** = ધોળું. **પત્તર** = પત્ર. **તામ્રલેખ** = તાંબાના પતરા પર કોરી કાઢેલો લેખ. **અધિકાર** = પદવી. **હબક પેસી ગઈ** = મનમાં ધાસ્તી ભરાઈ ગઈ. **ફાળ** = ભય, ચિંતા. **મનોરમ** = દિલને આનંદ આપે તેવું. **સંધ્યા** = સાંજ. **વિદ્યાધિકારી** = કેળવણી ખાતાના વડા. **વિદ્યા સંપાદન કર્યા પછી** = શિક્ષણ લીધા પછી. **ડિસ્ટ્રિક્ટ** = પ્રગણાં. **આજે સવાયા મિલા** = ગુરુ કરતાં શિષ્ય ચઢ્યો. પોતાના કરતાં પોતાનો શિષ્ય વધારે હોશિયાર થાય તેમાં શિક્ષક અભિમાન લે છે.

૧૩ **ઉત્તરાયણ** = ઉત્તર + અયન–ઉત્તર તરફ ગતિ. **ખુશનુમા** = આનંદદાયક. **તિલક મહારાજે** = સ્વ. લોકમાન્ય બાલ ગંગાધર તિલક, મહારાષ્ટ્રીય નેતા અને વિદ્વાન. **શિશિર** = પોષ અને માઘ મહિનાની ઠંડી ઋતુ. **પુષ્ટિકારક** = શક્તિ વધારે તેવું.

૧૪ **સરજનહારા** = રચનાર. **દેખણહારા** = જોનારા. **નીલ** = આસમાની રંગના. **મહિમા** = ગૌરવ. **કવિગણ** = કવિઓનો સમૂહ, અનેક કવિઓ. **ધીરા** = શાણા. **મંદિર** = વિશ્વ એ જ પ્રભુનું મંદિર છે.

૧૫ **અશોક** = મૌર્ય વંશનો એક મહાન રાજા તેણે બૌદ્ધધર્મનો ફેલાવો કરવા દેશ વિદેશમાં સાધુઓ મોકલ્યા હતા ને સ્થળે સ્થળે શિલાલેખ કોતરાવ્યા હતા. **ગળે પ્રાણ આવ્યા** = મહાન મુશ્કેલી પડી, ભોં ભારે પડી. **જીર્ણ** = ઘસારા ખમી ખવાઈ ગયેલો. **વસ્તુપાળ તેજપાળ** = ગુજરાતના ઇતિહાસમાં વિખ્યાત થયેલા બે શ્રાવક મંત્રીઓ. **ગૌમુખી** = ગાયના મુખ જેવા આકારના પથ્થરમાંથી વહેતી. **ગુરુદત્ત** = ગુરુદત્તાત્રય. **પરકમ્મા** = પ્રદક્ષિણા.

૧૬ **ઘાટ ઘડવો** = યુક્તિ કરવી. **અમરાપુરી** = સ્વર્ગ. **જાફત** = મિજબાની.

૧૭ **હીર** = રેશમ. **ચીર** = વસ્ત્ર. **ગિરિધર** = પર્વત ધારણ કરનાર. શ્રીકૃષ્ણે ગોપ અને ગાયોનું રક્ષણ કરવા ટચલી આંગળીએ ગોવર્ધન પર્વત તોળ્યો હતો. **નાગર** = સંસ્કારી–સારા ગુણવાળા. **મીરાંકે** = મીરાંના ( કે હીંદી પ્રત્યય છે ).

૧૮ **જિજ્ઞાસા** = જાણવાની ઇચ્છા. **વર્તુળાકાર** = ગોળ. **પરિસ્થિતિ** = આજુબાજુના સંજોગો. **મહત્ત્વાકાંક્ષા** = મોટાઈની વાસના. **વિકટ** = ભયંકર, મુશ્કેલ.

૧૯ **જલદી મોટો થતો નથી** = માબાપનો લાડકવાયો હોય એટલે વયમાં વધે પણ બાળકનો સ્વભાવ ન જાય. **અનુકરણ** = નકલ. **અરીસામાં થયું** = આરસામાં જમણી બાજુ ડાબી જણાય ને ડાબી હોય તે જમણી લાગે તેમ. **આપબુદ્ધિ** = પોતાની મતિ-હૈયા ઉકેલત. **સુરક્ષિત** = સહિસલામત. **રોફ** = ખોટું અભિમાન. **તુચ્છતા** = તિરસ્કાર. **સાદૃશ્ય** = સરખાપણું-મળતાપણું. **માનસ-શાસ્ત્ર** = મનની જુદી જુદી ક્રિયાઓ અને વૃત્તિઓ વિષેનું શાસ્ત્ર. **અભેદ બુદ્ધિથી** = કશો પણ તફાવત રાખ્યા વિના.

૨૦ **નવનેજાં થયા** = ભારે આપદ પડી. **સત્કાર્ય** = સારું કામ. **અગાધ** = પુષ્કળ, અતાગ. **સૂત્ર** = સિદ્ધાંત. **સ્નેહમય** = સ્નેહ-વાળા. **જગતવંદનીય** = આખા વિશ્વની પૂજાના અધિકારી, જેને જગત આખું નમે તેવા. **સપ્રેમ** = પ્રેમ સાથે, સ્નેહ લાવીને.

૨૧ **હેલી અમીની** = અમૃતનો સતત વરસાદ. **રૂંધાયા** = મૂંઝાતાં. **બહુલો** = આનન્દ પામો.-ખુશ થાઓ. **વાંસળી જૂથ** = વાંસળીનો સમૂહ. **સ્વર્ગતાને** = અત્યંત આનંદની ધૂનમાં. **ઇંધણ** = બળતણ. **ઝર્મર** = ઝીણો ધીમો વરસાદ. **રંગધનુ** = સાતરંગ વાળું મેઘધનુષ્ય. **તાલીસ્વરેથી** = તાળી વગાડીને. **લયલીન** = મશગુલ; ગીતમાં લીન.

૨૨ **છિદ્રાળુ** = છિદ્રો વાળો. **ખનિજ** = ખાણમાંથી નીકળતો—જમીન-માંથી ખોદી કઢાતો પદાર્થ. **ઊદ્યોગ** = ઉદ્યોગ જોઇએ. **દંતમંજન** = દાંત સાફ કરવાનો પાઉડર. **રાસાયણિક** = રસાયણ સંબંધી. **ઉદ્યોગોનો પ્રાણ** = ઉદ્યોગોનો મુખ્ય આધાર.

૨૩ **આણ ફરતી કરતા** = સત્તા સ્થાપતા. **વિધિએ** = ભાગ્ય દેવીએ, નસીબે. **ઊજળી** = ઊંચા વર્ગની. **સમૃદ્ધિ** = ધન. **રાજવી** = રાજા. **નરેશ** = રાજા. **સ્વચ્છંદી** = ફાવે તેમ વર્તનારા. **જલતરંગ** = પાણીનાં મોજાં. **સંગેમરમર** = આરસ. **ઓવારો** = ઘાટ.

**ઈન્દ્રપુરી** = અમરાપુરી, સ્વર્ગ. **ગગનવિહારી** = આકાશને અડતા, ઘણા ઊંચાં. **વાટિકા** = વાડી. **આક્રમણો** = હુમલા. **દૃશ્ય** = દેખાવ. **હેમાચાર્ય** = એક મહાન વિદ્વાન જૈન આચાર્ય. પ્રાકૃત ભાષાના વ્યાકરણના લેખક. **પોષધશાળા** = જૈનોનું ધાર્મિક સ્થાન. અપાસરો. **શેષ રૂપ** = બાકી રહેલાં. **પ્રભાવ** = શક્તિ.

૨૪ **સિદ્ધાર્થ** = ભગવાન બુદ્ધનું સંસાર છોડ્યા પહેલાંનું નામ. **જગન** = યજ્ઞ. **વેળ** = વેળા, વખત. **ત્યાં** =ત્યાં. **રાડયું** =બૂમો. **ઠીંગતું** = લંગડાતું. **વાંહે** = પાછળ. **રથીં** = રહીએ. **આહુતિ** = યજ્ઞમાં હોમવાની ક્રિયા. **ઋત્વિજો** = યજ્ઞ કરાવનાર બ્રાહ્મણો. **સનાતન** = હંમેશનું. **ઝાંખી કરવી** = જોવું, દર્શન કરવાં. **કૃતાર્થ** = સફળ. **ગયા ક્ષેત્ર** = જે સ્થાનમાં સિદ્ધાર્થને સત્ય જ્ઞાન થયું. **રાજગૃહ** = મગધની રાજધાની.

૨૫ **તારણહાર** = બચાવ કરનાર-ઉગારનાર. **બલવીર** = બહાદૂર. **વસમી** = અણુસરખી, વિકટ. **સુલતાની દળ** = બીજાપુરની સેના. **વિરાટ** = મોટી. **જોધ** = લડવૈયો. **દંગ થયા** = આશ્ચર્ય પામ્યા. **ગયો સ્વધામ** = સ્વર્ગે ગયો–મરણ પામ્યો. **અક્ષય** = નાશ ન પામે તેવું.

૨૬ **ભળભાંખડું** = પરોઢ. **રત્નજડિત** = જેમાં રત્નો જડેલાં છે તેવો. **નગુણાની** = ઉપકાર ભૂલી જનારની. **આંખો ન ફાડ** = ગુસ્સે ન થા. **શું ખાટું મોળું...** = શો ફેર પડી જવાનો ? **કટાણે** = અયોગ્ય વખતે. **અણુસાર આવે છે?** = ઓળખાણ પડે છે ? **રાજ્યતિલક** = ગાદી પદ આવે ત્યારે રાજાના કપાળ પર કરવામાં આવતું શુભચિહ્ન. **સોનલા** = સોનાના.

૨૭ **સૂર્યકલંક** = સૂર્યમાં જણાતો ડાઘ. **ખોફ** = ક્રોધ. **અધ્યાપક** = ગુરુ, આચાર્ય.

૨૮ **વિલાસ વૈભવમાં** = મોજ શોખમાં. **ભિક્ષાં દેહિ** = ભિક્ષા આપ. **યાચક** = માગણ. **પ્રતિજ્ઞા** = પણ. **અવગણના** = તિરસ્કાર. **બહિષ્કાર** = સંબંધ અથવા વ્યવહારનો ત્યાગ. **વિમાસણ** = ઊંડો વિચાર. **સમાધિમાં** = ઊંડા વિચારમાં.

૨૯ **ઘેનમાં** = ઘેનુમાં–ધણમાં. **ત્રણસેં ને સાઠ** = વરસના દિવસો પણ તેટલા જ ને! **હરિ તાર્યો હાથિયો** = શ્રીકૃષ્ણે ગ્રાહના–મઘરના મુખમાંથી ગજેન્દ્ર–હાથીને તેની અરજ સુણી ઉગાર્યો હતો તે વાતનો અહીં ઉલ્લેખ છે. **કાળિનાગ નાથિયો** = ગોપ બાલકો ગેડીદડે રમતા હતા. એવામાં દડો જમુના નદીના ઊંડા પાણીમાં પડ્યો. ત્યાં કાલીય નામે ભયંકર નાગ રહેતો હતો. શ્રીકૃષ્ણે આ નાગનું મર્દન કર્યું–મારી નાખ્યો ને લોકને તેના ત્રાસમાંથી બચાવ્યાં. ‘જળ કમળ છાંડી જા ને.’ એ નરસિંહ મહેતાનું પદ પણ આ પ્રસંગનું વર્ણન કરે છે. **વારો** = વગાડશે. **બૂડતાં–કુણ સ્હાશે** = સંસાર રૂપી સાગરમાં ડૂબતાં કોણ મદદે આવશે?

૩૦ **મૃગજળ** = ઝાંઝવાનાં જળ. **ચેતના** = સ્ફૂર્તિ–નવું જીવન. **અસાધારણ** = બીજામાં ન હોય તેવું, વિશેષ. **સમાધાન કરવા, ટાળવા** = નિવારણ કરવા. **અવશેષ** = બાકી રહેલું, આ સ્થાને ભગવાન બુદ્ધનાં હાડકાં. **વિગ્રહ** = યુદ્ધ. **વિશ્વવિદ્યાલય** = વિદ્યા પ્રાપ્ત કરવાનું મુખ્ય સ્થાન–જ્યાં દેશ વિદેશના વિદ્યાર્થીઓ અભ્યાસ કરવા આવે. **ચૈત્ય** = મંદિર. **સ્તૂપ** = બુદ્ધનાં અવશેષ પર ઘંટના આકારના ચણવામાં આવતાં બાંધકામો. **અનુવાદ** = એક ભાષામાંથી બીજી ભાષામાં ઉતારવું તે ભાષાન્તર.

૩૧ **કસુંબા** = પાણીમાં ઘોળેલું અફીણ. **હોશ** = તાકાત. **હામ** = હિંમત. **વાદ વદે** = હરીફાઈ કરે. **ખાંત** = હોંસ-ઉમંગ.

૩૨ **હરદાસ** = કથા કીર્તન કરનાર. **ઝૂઝવું** = લડવું–મહેનત કરવી. **મુગ્ધ** = ખુશ–પ્રસન્ન. **સર્જક** = બનાવનાર–રચનાર. **થાહોમ કરીને**

= પરિણામની પરવા કર્યા વિના ઝંપલાવવું. **આદિ પુરુષ** = પ્રથમ પુરુષ. **અરિ** = શત્રુ.

૩૩ **રદી.** = 'રદી અલ્લાહો તા'લા'નું ટૂંકું રૂપ છે. માનાર્થે વપરાય છે. **સલ.** = 'સલ્લલ્લા હો સલમ હે વસલ્લમ'નું ટૂંકું રૂપ છે. અલ્લાહની તેમના ઉપર સલામ હો. અલ્લાહ તેમના ઉપર રાજી રહો. માનાર્થે વપરાય છે. **ઉમ્મત** = ધર્મના અનુયાયીઓ. **દૌહિત્ર** = દીકરીના દીકરા. **હૃદયવેધક** = હૃદય વીંધી નાખે તેવા. **શહીદ** = ધર્મ, સ્વદેશ, અગર કોઈ ભાવના કે સિદ્ધાંતને માટે પ્રાણની કુરબાની કરનાર. **શહાદત** = કુરબાની, શહીદ ઉપરથી ભાવવાચક નામ. **સિજદો** = નમાઝની એક ક્રિયા. **ઉત્પત્તિસ્થાન** = જન્મભૂમિ. **ખિલાફત** = ખલીફાત, ખલીફની ગાદી અથવા સત્તા. **ખલીફ** = મહંમદ પયગમ્બર પછી ઇસ્લામી ધર્મનો વડો; ધર્મરક્ષક. **લઈન** = શાપિત. **માસુમ** = નિર્દોષ. **ઝયારત** = મુલાકાત, યાત્રા.

૩૪ ઘેઘુર = જટાધારી. **પાગલ** = ગાંડો. **જાણું** = જોઈને મેળવેલો અનુભવ. **ગંધસુગંધી ગાણું** = સુગંધી ગંધ રૂપી ગાન. **માની** = અભિમાની.

૩૫ **કલરવ** = ધ્વનિ–અવાજ. **પ્રવૃત્તિ** = કામકાજ. **દાતા** = આપનાર. **સજીવ** = જીવંત. **પ્રબળ** = જોરદાર. **ઉગ્ર** = ભયંકર–પ્રચંડ. **રૂપાન્તર** = રૂપમાં થતાં ફેરફાર. **અલોપ થઈ જવાની** = નાશ પામવાની. **પ્રલય** = વિનાશ. **અસ્તિત્વ** = હયાતિ.

૩૬ **નાનપણ** = અલ્પતા, નાનાપણું.

૩૭ **વિષવાદી** = સાપને વશ કરનાર. **કારજ** = કામ. **મણિધર** = સર્પ. **કર્મઅનુસારે** = ભાગ્ય પ્રમાણે. **તૃણવત્** = તુચ્છ. **અદકેરો** = વધારે. **કર્મી** = પ્રારબ્ધમાં–નશીબમાં વિશ્વાસ રાખનાર. **એળે ગયો** = નકામો ગયો. **આગળ થયો** = ફાવ્યો.

૩૮ **સ્વામિભક્ત** = ધણીની વફાદારીથી સેવા કરનાર. **મેવાડનો સૂર્ય નથી આથમ્યો** = મેવાડનું દુર્ભાગ્ય હજી નથી આવ્યું; મેવાડના મહારાણા હજી જીવે છે. **ઘાતક** = વધ કરનાર. **દ્વંદ્વયુદ્ધ** = બે જણ વચ્ચે થતું યુદ્ધ. **વીર કેસરી** = વીરોમાં સિંહ જેવો. **કેસરી** = સિંહ.



પ્રાથમિક શાળાનાં ઉપલાં ધોરણો
અને
માધ્યમિક શાળાનાં નીચલાં ધોરણો
માટે
અતિ મહત્ત્વનાં પુસ્તકો

●

કિશોર વાચનમાળા
ભાગ બીજો અને ત્રીજો

●

પ્રો. ભાનુશંકર વ્યાસકૃત
વ્યાકરણ પરિચય
ભાગ એક થી ત્રણ

●

શ્રી. અમીદાસ કાણકિયા કૃત
હિંદના
ઇતિહાસની રૂપરેખા
ભાગ એક થી ત્રણ

●

My Lessons in English
in three parts
by
Vakil & Joshi

●

My Class Composition
in three parts
by
Vakil & Daru

●

PUBLISHERS
THE GENERAL BOOK DEPOT
Princess Street, BOMBAY 2